# નવયુગ ગ્રંથમાળા

વર્ષ ૧ લું — કાચું પૂઠું : પાકું પૂઠું

| | | |
|---|---|---|
| સબરસ | ૦—૯—૦ | |
| જવાહર નેહરુ | ૦—૮—૦ | |
| ફાંસી | ૦—૫—૦ | |
| રાજ્ય આવકવેરો અને આપણી દરિદ્રતા | ૦—૫—૦ | |
| સ્વરાજ સેવકો | ૦—૪—૦ | |
| અરવિંદઘોષનાં પત્રો | ૦—૨—૦ | |
| પુરસ્કાર અને બીજી વાતો | ૦—૬—૦ | |
| કાયદાની આંધી | ૦—૪—૬ | |
| નવવિધાન | ૦—૬—૦ | |
| હજરત મુહમ્મદ પયગમ્બર સા. | ૦—૬—૦ | |

વર્ષ ૨ જું :—

| | | |
|---|---|---|
| હૃદયમંથન ભાગ ૧લો | ૦—૧૦—૦ | ૦—૧૨—૦ |
| મધ્ય એશિયામાં બોલ્શેવિક | ૦—૬—૦ | ૦—૧૨—૦ |
| ક્રાન્તિને પંથે સ્પેન | ૦—૫—૦ | |
| ડી' વેલેરા | ૦—૬—૦ | ૦—૮—૦ |
| પરાગ પુષ્પો | ૦—૧૦—૦ | ૦—૧૪—૦ |
| સ્વાધીનતાના પથ | ૦—૧૦—૦ | ૦—૧૪—૦ |
| નયનનાં નીર | ૦—૧૨—૦ | ૧—૦—૦ |

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

# કોરી કિતાબ



: લેખક :

ગુણવંતરાય આચાર્ય

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

: પ્રકાશક :
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ :: [ કાઠિયાવાડ ]



| | | |
|---|---|---|
| સંવત ૧૯૯૧ | આવૃત્તિ ૧ લી | ૨૨૦૦ |
| સંવત ૧૯૯૫ | આવૃત્તિ ૨ જી | ૧૨૦૦ |

કિંમત

| | |
|---|---|
| કાચું પૂઠું | પાકું પૂઠું |
| ૧—૪—૦ | ૧—૮—૦ |

: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટારોડ :: અમદાવાદ

# પૂર્વદર્શન

અચાનક અને અણધાર્યા થતા દેખાતા ધરતીકંપો એ સાચેસાચ અકસ્માત હોય છે કે એની પાછળ કોઈ કારણસૃષ્ટિ ઉભી હોય છે ?

વિજ્ઞાન બતાવે છે કે અકસ્માત જેવા લાગતા ધરતીકંપોની પાછળ લાંબા કાળથી પ્રવૃત્તિ કરી રહેલી અદીઠ કારણ–પરંપરા હોય છે. ધરતીકંપો એ અકસ્માત નથી; અનેક કુદરતી પ્રવાહોની અથડામણીનું ગણિતસિદ્ધ પરિણામ છે.

સમાજના ઉદરમાં પણ લાંબા કાળથી અનેક વિચાર–પ્રવાહો સામસામી દિશામાં ધસી રહ્યા છે. અને હવે એવો સમય આવી રહ્યો છે કે એ વિરોધી પ્રવાહો સામસામા અથડાય છે. પરિણામે આ પુસ્તકની નાયિકા નીલમના જીવનની ઉથલપાથલો સમા ચોંકાવનારા ધરતીકંપો બહાર દેખાય છે.

આજે સામાજિક દુનિયામાં, જૂની આંખોએ ન જોયેલું અને જૂના માનવીઓએ ન કલ્પેલું એવું ઘણું દેખાય છે: એની પાછળ લાંબા કાળથી ક્રિયા કરેલી કારણસૃષ્ટિ છે.

મારા મિત્ર ભાઇ ગુણવંતરાય આચાર્યની મનોહર લેખિની એ

સામાજિક ઉથલપાથલનાં ઉદ્દેશસાધક ચિત્રો દોરે છે: 'કુલછાબ' અને 'રોશની'ની ટૂંકી અને લાંબી વાર્તાઓમાં એમણે આજના ધીમા પરંતુ સ્થિર સામાજિક વિપ્લવને છટાદાર વાચા આપી છે. અને આ 'કોરી કિતાબ'માં પણ એ જ નેમને શબ્દદેહ આપ્યો છે.

વર્ષોના સહકાર્યના પરિણામે ભાઈ આચાર્યના આવા વાર્તા-લેખનને માટે હું સદા મમત્વ અનુભવું છું કે સહકલ્પેલી વિચારસૃષ્ટિને એમનો હાથ અક્ષર–જગતમાં લાવે છે: માત્ર હાથ જ જૂદો છે, બાકી બધું એક છે.

હિન્દુ સમાજમાં આંતરિક ખંડનની સુરંગો ફૂટી રહી છે: અને સાથે સાથે, કાદવની અંદર કમળની જેમ, નવી મનોદશા અને નવા માનવીનો આવિર્ભાવ થઈ રહ્યો છે. જૂનવાણીના ખંડિયેરની વચ્ચે નૂતન સર્જનારા નવપુરુષ અને નવમહિલા પ્રગટી રહ્યાં છે. નિઃસંદેહ આ અદ્‌ભુત સામાજિક પરિવર્તન છે.

આ પરિવર્તનની આછી રેખાઓ 'કોરી કિતાબ'માં અંકાઈ છે. પણ મને લાગે છે કે આ રેખાને હવે વધારે લંબાવવી જોઈએ: એટલે કે પરિવર્તન–સૃષ્ટિના ચિત્રમાં નવા વાસ્તવ–રંગો પૂરવા જોઈએ.

આશા આપતી, સ્વપ્નોની સામગ્રી પૂરી પાડતી બાળા નીલમ બીજવરને પરણે છે. પરણી વિધવા બને છે; વિધવા બની અનેક પછડાટો ખાઈ વેશ્યાજીવનનો પ્રયોગ કરતી ચંદ્ર-લેખાના હાથમાં જઈ પડે છે, ત્યાં સુધીની સૃષ્ટિમાં હવે નવીનતા નથી; લેખકોએ એ સૃષ્ટિનાં ચિત્રપટો અનેક વાર ઉતારી લીધાં. છતાંયે એ સૃષ્ટિ આલેખવી જ રહેતી હોય, તો નીલમને

સમાજથી ત્યજાયેલી અને તિરસ્કૃત બન્યા સુધીનો પંથ કપાવ્યા પછીની સૃષ્ટિ હવે બદલવી જોઈએ છે.

નીલમને સ્વમાનભર્યાં અને સ્વાશ્રયી ગુજરાનનો માર્ગ સૂઝતો નથી; નીલમ આખરે ચંદ્રલેખાના આશ્રયે શરીરનો વેપાર માંડે છે; એમાં આજના હિન્દી સમાજનો સાચો ચિતાર છે; પરંતુ એ સામાજિક દુર્દશાની પાછળ વિસરી ન વિસરાય એવી રાજકીય પરાધીનતાની ભૂમિકા છે એ વસ્તુસ્થિતિ બીલકુલ ઉઠાવ નથી પામતી.

રાજકીય સ્વાધીનતા હોય, તો નીલમને ચંદ્રલેખાનો આશ્રય ન સ્વીકારવો પડે, સમુદ્રની આરામગાહ ન શોધવી પડે; નીલમ સીધી રાજ્યના કોઈ નિવાસગૃહમાં ચાલી જાય અને આજ ખાસ કાર્ય ઉપર મૂકાયેલા નિષ્ણાત અમલદાર એની સમસ્યાને ઉકેલવા લાગી જાય.

નવસર્જનના કાર્યમાં મદદગારી આપવા ઇચ્છનારા ઉદ્દેશલક્ષી લેખકોએ તેમની વાર્તાઓમાં રાજકીય પરાધીનતાની પ્રક્રિયાઓને સામાજિક ચિત્રાંકનની સાથે આલેખવી જોઇએ; અને રાજકીય સ્વાધીનતાના વાતાવરણમાં નીલમોની સમસ્યાઓનો ઉત્તરાર્ધ કેવો બદલાઇ જાય એ સર્જનના રંગો દ્વારા બતાવવું જોઇએ. આમ થાય તો વસ્તુસ્થિતિનું અને ભાવનાસૃષ્ટિનું ચિત્ર સંપૂર્ણ બને.

નીલમની સમસ્યા ભાઇ આચાર્યે આ રીતે ઉકેલી હોત તો ? ભાઇ આચાર્ય એ રીતે ઉકેલવા જેટલા ભાવનાએ બળ-શાળી છે, એટલે એવી આશા રહેલી હતી; પણ હવે એ આશા કોઈ બીજી નીલમ પાસે પૂરી કરાવે.

**કકલભાઇ કોઠારી.**

# આપણા સમાજમાં

જ્યાંસુધી કાયદા અને રૂઢિના પરિબળે અસમાનતા અને ગેરઇન્સાફ શક્ય છે,

જ્યાંસુધી સંસ્કૃતિ અને સંસ્કારિતાની છાયામાં ધરતી ઉપર નરકનું અવતરણ શક્ય છે, અને માનવીના ઉજ્જવળ ભવિષ્યનો અચોક્કસ કિસ્મતમાં પલટો થવો શક્ય છે,

જ્યાંસુધી કંગાલિયતને કારણે પુરુષનું પૌરુષેય પતિત થવું શક્ય છે,

જ્યાંસુધી ઉદરનિર્વાહના સંતાપને કારણે સ્ત્રીઓની પાયમાલી શક્ય છે,

જ્યાંસુધી શારીરિક લાચારી અને માનસિક કમજોરીને કારણે બાળકો વામણાં બની શકે છે,

જ્યાંસુધી જીવનના કોઇપણ ક્ષેત્રમાં માનવીની બુદ્ધિને, માનવીના માનસને, માનવીની ભાવનાને અને માનવી માનવી વચ્ચેના વ્યવહારને ગૂંગળામણ સતાવી શકે છે,

ત્યાંસુધી આ અને આવાં પુસ્તકોનું આલેખન તદ્દન નિરુપયોગી તો નહિ જ નીવડે એવી મને શ્રદ્ધા છે.

ગુણવંતરાય આચાર્ય.

# અનુક્રમ

# કન્યા

'કેમ જીવશંકરભાઈ!' શેરદલાલ જીવશંકરની ડેલી આગળ ઉભા રહીને પાડોશમાં વસતા અને કાગળોનો વેપાર કરતા રફીક શેઠે બુમ મારી.

'આવો, આવો.' પરસાળમાં હીંચકા ઉપર હીંચકતા અને ઝીણે તરડાયેલા રાગે ધીમું કાંઈક ગાતા શેરદલાલ જીવશંકરે મોટે અવાજે આવકાર આપ્યો: 'આવો આવો, રફીક શેઠ.'

રફીક શેઠ અંદર આવ્યા. એમણે માથે તુર્કી ટોપી પહેરી હતી. અચકન અને સુરવાલ સજ્યાં હતાં. એમના હાથમાં ચાંદીની મૂઠવાળી લાકડી હતી. એમના ચહેરા ઉપર ખાનદાન માનવીઓને સહજ એવી ઋજુતા હતી અને નાની ધોળાં છાંટણાંવાળી કાળી દાઢીથી એમનું મુખ ગરવું લાગતું હતું.

એવા રફીક શેઠ અંદર આવ્યા. જીવશંકરની બાજુમાં હીંચકા ઉપર બેઠા. જીવશંકરે ઉભા થઈને સામે દીવાલ પાસે પડેલી એક નાની ટીપાઈ ઉપર

પડેલી પાન પેટી લાવીને રશીક શેઠ પાસે મૂકી; અને પછી જીવશંકર રશીક શેઠની સાથે હીંચકા ઉપર બેઠા.

રશીક શેઠે પાન બનાવતાં બનાવતાં પૂછ્યું: 'કેમ તમે નથી આવવાના ?'

'ક્યાં ?' જીવશંકરે પૂછ્યું. પોતાને ક્યાં ય જવાનું હોય, ક્યાં ય જવાની ઈચ્છા હોય, એવું એના ચહેરામાં, અવાજમાં નહોતું દેખાતું.

'આજે પેલી મિજલસ છે ને !'

'કઈ ?' જીવશંકરના કાન મિજલસનું નામ સાંભળી સરવા થયા.

'મિજલસ તો નહિ, પણ મિજલસ જેવું જ. પેલો મહિલા વિદ્યાલયનો મેળાવડો છે ને ! વરસો વરસ કરે છે ને ! તમને ઈજન નથી મળ્યું ?'

'હા, હા.' જીવશંકરને યાદ આવ્યું: 'મહિલા વિદ્યાલયનો મેળાવડો ! ખરું. ઈજન તો છે.'

'તો ચાલો ને !'

જીવશંકરે જવાબ આપ્યો: 'ચાલો ત્યારે.' જીવશંકર ઉભા થઈને કપડાં પહેરવા લાગ્યા: 'બેકાર કરતાં બેગાર ભલા. ત્યાં બેસશું.'

'મારાં બહેન ઘરમાં નથી તે ત્યાં ગયાં હશે ? મારાં બહેન પણ મહિલા વિદ્યાલયમાં શીખેલાં છે ખરું ને ?'

‘ હા, અમારી નીલમની બા પણ ત્યાં જ ભણ્યાં છે.’ જીવશંકરના અવાજમાં વસ્તુસ્થિતિના સ્વીકાર સિવાય બીજો કોઈ ભાવ નહોતો દેખાતો.

‘ મારી રહાના કહે છે કે, એ તો ઉંચામાં ઉંચી પરીક્ષામાં પાસ થયેલાં છે.’

‘ હા. આપણે છોકરા બી. એ. થાય છે એવી પરીક્ષા એણે પાસ કરી છે.’

જીવશંકર તૈયાર થઈ ગયા હતા. એ અને રફીક શેઠ બહાર નીકળ્યા. જીવશંકરે ઘરને તાળું લગાવીને કૂંચી–પાડોશમાં રહેતી ને એમના ઘરનું કામકાજ કરતી એક–વૃદ્ધ ડોશીને ત્યાં મૂકી.

અને બન્ને જણાં ચાલવા લાગ્યાં.

‘ અમારી નીલમ પણ વિદ્યાલયમાં જ ભણે છે.’

‘ રહાના ને નીલમ બે ય એક જ વર્ગમાં છે, એમ રહાના કહેતી હતી.’ રફીક શેઠે કહ્યું.

‘ આ આજકાલ હવે છોકરીઓને પણ ભણાવવાનો વાયરો વાયો છે. જેની જુઓ એની છોકરી ક્યાંકને ક્યાંક ભણતી જ હોય છે. અને હવે તો ઓઝલમાં માનનારા મુસલમાનો પણ છોકરીઓને ભણાવે છે. જુઓને, તમે ચુસ્ત મુસલમાન છો. છતાં રહાનાને ભણાવો છો ને ?’

‘ જેવો જમાનો. એકવાર ઓઝલ પડદાનો જમાનો હતો. હવે આજકાલ ઓઝલ કરતાં તાલીમની વધારે જરૂરત છે.’

'હાસ્તો. દેશકાળ પ્રમાણે વર્તવું જ જોઈએ ને ? અને છોકરાઓને ભણાવીએ તો પછી છોકરીઓને શા માટે નહિ ? એમને અજ્ઞાનના અંધકારમાં રાખવી એ ખોટું છે.' એક મહા સિદ્ધાન્તને છાજે એવા અવાજે જીવશંકરે કહ્યું.

'મને તો ભાઈ એવી સમજણ ન પડે. હું ય શીખ્યો-પઢ્યો નથી. હું તો વેપારી માણસ છું. એટલે આજકાલ છોકરીઓને અપાતી તાલીમ મુનાસબ છે કે નહિ એ હું નથી સમજતો, પણ બધા કરે છે તો પછી એમાં કાંઈક હશે તો ખરું.'

'પણ તો પછી તમે રહાનાને કેમ ભણાવો છો ?'

રફીક શેઠ હસ્યા : 'તમારી આગળ સાચી વાત કબૂલવામા મને રંજ નથી. જીવશંકરભાઈ ! વાત તો એમ છે કે, મારા ભાઈના છોકરા સાથે રહાનાનો સંબંધ થયો છે. એ છોકરો વિલાયત ગયો છે ભણવા. હવે એ છોકરો લખે છે કે : તમે રહાનાને સારી તાલીમ આપો. એટલે પછી એમ થયું કે શાદી થયાં પહેલાં જો છોકરાનું મન રાજી રાખ્યું હોય ને એના કહેવા મુજબ રહાનાને તાલીમ આપી હોય થોડીઘણી, તો શાદી પછી બેયનો સંસાર સુખી થાય. ને જો રહાનાને તાલીમ ન આપું, તો અત્યારે તો છોકરો કહ્યામાં છે, પણ વિલાયતી પવન લઈને પાછો આવે અને શાદી કરવાનો ઈન્કાર કરે તો ? મારી તો રહાનાને તાલીમ આપવામાં આમ વેપારી ગણતરી છે.'

'હોય ભાઈ હોય. ગણતરી તો સહુને હોય. શું તમારે કે શું અમારે. તમારે એકને જેવું છે, એવું અમારા હિન્દુઓમાં તો વળી લગભગ બધે છે. જમાનો બારીક આવતો ગયો. વેપારની, રોજગારની, ધંધાની, કાંઈ સલામતી ન રહી. બાપદાદાના

ચાલતા આવતા ને વારસામાં મળતા ધંધાઓ હવે કોઈ નાત-જાતમાં સમાઈ નથી રહ્યા; હવે તો બ્રાહ્મણો વેપાર કરે, વાણિયાયે માસ્તર થાય, કણબી યે મજૂરી કરે, ગરાસિયા પણ નોકરી કરે. એટલે હવે પરંપરાથી ચાલતી આવતી પ્રણાલિકા રહી નહિ. જ્યાં જુઓ ત્યાં ગળાં કાપનારી હરિફાઈ. એક માણસ એક જાતનો વેપાર કરે, કે પાંચ માણસો એની પાછળ એવો જ વેપાર કરવા લાગી જાય. એક નોકરી ખાલી પડે કે બ્રાહ્મણ, વાણિયા, ગરાસિયા, બેઠુમાંથી એને માટે સો ઉમેદવાર ઉભા થાય. પહેલાં વળી આવી નિશાળુ કેળવણી હતી જ ક્યાં ? સહુ ધક્કા ખાઈને અનુભવની શાળામાં પાકા ઘડાય. હવે તો હરિફાઈ વધી એટલે સહુ લાયકાત વધારવા કેળવણીની પાછળ પડ્યા. છોકરાંને કેળવણી આપવા માંડી. એટલે એ કહ્યામાં રહ્યા નહિ. '

'સાપે છછૂંદર ગળ્યા જેવું થયું ?' રફીક શેઠે ટીકા કરી.

'હાસ્તો. છોકરાને કેળવણી ન આપીએ, તો એ હવે આપણી માફક વગર કેળવણીએ રળી શકે એવો જમાનો નથી રહ્યો. ને કેળવણી આપીએ તો એ આપણા કહ્યામાં રહે નહિ. કેળવણી ન આપીએ તો એ રળી શકે નહિ, ને આપીએ તો રળીને આપણને દે નહિ. છોકરાને બહારના લાયકનો બનાવીએ છીએ તો ઘરનો નથી રહેતો ને ઘરના લાયક રાખીએ તો બહારના કામનો નથી રહેતો. કરવું શું ?'

'દેશકાળ બારીક છે, ભાઈ !' રફીક શેઠે નિરાશાનું તત્ત્વજ્ઞાન ઉચ્ચાર્યું.

'સાચું છે. છોકરાને ભણાવ્યા એનું એક પરિણામ એ આવ્યું કે એમને ભણેલી સ્ત્રીઓ જોઈએ છે. પહેલાં નાની બાળ-

તમાં યે માબાપ સામે આંખ ઉંચી ન થઈ શકે, ને હવે તો લગ્ન જેવી બાબતમાં યે બેશરમ થઈને ચ્ચોક ના કહેતા શીખ્યા છે. '

'હા, જુઓને હમણાં જ આપણી શેરીના ભવાનીશંકર ગોરના છોકરાએ પરણવાની સાફ ના પાડી ને! ગોર બિચારા બહુ બહુ રંજ પામ્યા. છોકરાને ઠપકો આપ્યો, ધમકીઓ આપી, અરે છેલ્લે છેલ્લે બાપે ઉઠીને દીકરાના પગમાં પાઘડી યે ઉતારી, કે : નાતજાતમાં મારી આબરૂ ઉપર તું પાણી ફેરવ ના. મારા ધોળાવાળ સામે, આપણા કુટુંબની આબરૂ સામે જો. તારી માના વલોપાત સામે જો. વીસ વીસ વરસ સુધી ગામમાંથી માગી-ભીખીને પણ તને ઉછેર્યો, પાળ્યો, પોષ્યો, પેટે પાટા બાંધીને તારા ભણતરનાં ખર્ચ પૂરાં કર્યાં, એની કાંઇક શરમ રાખ. પણ છોકરો એકનો બે ન થયો. મેં છોકરાને બોલાવીને બીજું કાંઈ નહિ તો એના માબાપના બુઢ્ઢાપા સામે જોવાને શિખામણ આપી, પણ છોકરાની જીદ્દ એવી, કે છૂટે જ નહિ. કહે કે: મારી ચામડીના જોડા શીવડાવીને મારાં માબાપને પહેરાવું. એટલા અમુલખ એમના મારા ઉપર ઉપકાર છે, પણ લગ્નની વાત તો હું નહિ જ કબૂલ રાખી શકું. હું ભાગી જઇશ, આપઘાત કરીશ કે શું કરીશ એ હું નથી કહી શકતો, પણ લગ્ન તો નહિ કરું તે નહિ કરું.' પાડોશમાં રહેતા વૃદ્ધ બ્રાહ્મણના દુઃખ પ્રત્યે હમદર્દી બતાવતા અવાજે રફીક શેઠે આગળ ચલાવ્યું : 'અરે ભાઇ, શું વાત કરું ? ગોર બિચારા છોકરાને સાસરે ગયા, ને પોતે કાંઈ ગંભીર ગુનો કર્યો હોય એવી રીતે છોકરીના બાપ પાસે વાત કરી. છોકરો પોતાના કહ્યામાં નથી ને લગ્ન કરવા ના પાડે છે, ને જોરજૂલમથી

પરણાવાય તો કાંઈક ન કરવાનું કરી બેસે ને પોતાના કપાળમાં જીંદગીભર ન ભૂંસાય એવો કાળો ડામ દઈ બેસે એવી દહેશત વ્યક્ત કરી. આમ વાત પડતી મૂકીને ગોર પાછા આવ્યા; ને પછી જીવશંકરભાઈ! ઘેર આવતાં પોતાની ડેલી પાસે બેસીને શું છાતીફાટ રોયા છે! શું રોયા છે! ક્યાંય સુધી છાના ન રહે. પછી ડેલીએ બાંધેલાં લીલાં તોરણ ગોરે હાથે ઉતારીને ફેંકી દીધાં ને ત્યારથી ઘરની બહાર જ નીકળતા નથી.'

'હું આંહી નહોતો. બહારગામ ગયો હતો, પણ વાત મેં સાંભળી હતી.'

'ને બાપની આંતરડી આટલી કળકળતી હતી, ત્યાં ગામના છોકરા–ભાઈડા ભેગા થયા ને ગોરના છોકરાને મુબારકબાદી આપી.'

'બાપને દુભવીને છોકરાએ જાણે મોટો વાઘ માર્યો હોય ને! છોકરવાદીએ પણ હવે હદ છોડવા માંડી છે.'

'હા, પણ આપણે તો ત્યારથી મનમાં ગાંઠ વાળી દીધી. નહિ ને જમાઈ વળી આપણી છોકરી માટે આવો ફજેતો કરે. એટલે જેટલી છોકરી થાય એને તાલીમ આપવી ને તાલીમ લેતી હોય ત્યાં જ શાદી કરી લેવી.'

'અમારામાં ય હવે ઘણા એમ કરે છે.'

'તમે ય નીલમ બહેનનો સંબંધ કરી લીધો હશે?'

'ના. નીલમનો સંબંધ તો હજી નથી કર્યો, પણ ભણે છે એટલે હવે થઈ જશે.'

'હવે તો સાંસારિક ઉપાધિઓ એટલી વધતી જાય છે કે વેપારમાંય પૂરું લક્ષ નથી અપાતું.' રફીક શેઠે મનોવેદના જાહેર કરી.

'હા, જૂઓને અમારે શેરબજારમાં તો સદા ય ડામાડોળ જ હોય ને હમણાં તો વળી ઉથલપાથલનો કાંઇ આરો નથી, પણ પહેલાંની માફક હવે કાંઇ એક ચિત્તે ધંધામાં ધ્યાન આપી શકાય છે? પહેલાંના કાળમાં તો ઘેર બે વખત ખાવા આવીએ ને બાકી ધંધામાં ધ્યાન પરોવીને ફરતા ફરીએ; ને જ્યારથી આ જુવાનિયા નાતજાતમાં, વહેવારમાં, સગાઈ સંબંધમાં, માથું ઉંચકતા થયા છે, ત્યારથી તે ચિન્તાનો પાર નથી. એવું એક ઠેકાણું નહિ હોય કે જ્યાં તમારે કરવું હોય એ તમે નિરાંતે કરી શકો, જ્યાં જુઓ ત્યાં સામા ને સામા.'

'પણ ઘરડા વગર ગાડા વળતા નથી, એની એમને સમજ પડશે ખરી, વહેલા મોડી!'

'એમ તો કાંઈ નેળનાં ગાડાં નેળમાં થોડા રહ્યાં છે? પણ ઉપાધિ તો ખરી ને?'

ત્યાં તો મહિમા વિદ્યાલયનો બંગલો દેખાયો, અને એમની વાતો બંધ પડી. બન્ને આસપાસ કુતૂહલભરી નજર નાંખતા અંદર દાખલ થયા.

[ ૨ ]

મહિલા વિદ્યાલયના બંગલાને અને બંગલા સામેના મોટા ચોગાનને સરસ રીતે શણગારવામાં આવ્યું હતું. સ્થળે સ્થળે વાવટાઓ, આસોપાલવનાં તોરણોએ આખા યે દ્રશ્યને એક નયનમનોહર તૈલચિત્રનો ઓપ આપી રહ્યા હતા.

ચોગાનની વચમાં એક વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો. એની અંદર આમંત્રિત સજ્જનોને ભોંયપર બેસાડવાની સગવડ કરવામાં આવી હતી. એક બાજુ ખાસ અલાહેદી રાખવામાં આવેલી જગ્યામાં મહિલા વિદ્યાલયની વિદ્યાર્થીનીઓ બેસવાની હતી. પ્રમુખની ગાદીની પાછળ વિદ્યાલયનો શિક્ષક અને શિક્ષિકાસમૂહ બેસવાનો હતો.

આવનારાઓ તમામ આવી જાય અને નિયત કરેલે સમયે કાર્યનો આરંભ થાય એ પહેલાં આવેલા આમંત્રિત પ્રેક્ષકો વિદ્યાલયના મકાનમાં ફરી શકતા હતા ને જોઇ શકતા હતા. કેટલીક વિદ્યાર્થીનીઓ એવી રીતે પોતાના માબાપોને બધું ફરીને બતાવતી હતી. જીવશંકર અને રફીક શેઠ પણ મુકરર સમય કરતાં થોડા વહેલા આવ્યા હતા. તેઓ બન્ને વિદ્યાલયના મકાનમાં ફરવા નીકળ્યા.

'ચાલોને, જરાક જોઇએ તો ખરા!' રફીક શેઠે કહ્યું. એ 'જોવા'ની પાછળ દેખાતી કુતૂહલવૃત્તિ બતાવતી હતી કે રફીક શેઠ પોતાની પુત્રી રહાનાને તાલીમ આપવા માટે જેટલા તૈયાર થયા હતા, તેટલા એ કેવા પ્રકારની તાલીમ મેળવે છે એનાથી વાકેફ નહોતા રહ્યા.

એમણે ફરીને બાળાઓના અભ્યાસ–વર્ગો જોયા. અભ્યાસ–વર્ગોમાં અત્યારે અભ્યાસ કરનારાઓ કે કરાવનારાઓ કોઈ જ નહોતા. વર્ગોમાં ખાલી બાંકડાઓ પડ્યા હતા. છતાં એ ખાલી બાંકડાઓના જૂથમાંથી એકાદને પણ વાચા આવવાની હોય અને એ કાંઇક પણ કહેવાનો હોય, એમ જીવશંકર અને રફીક શેઠ એકેએક વર્ગમાં ફર્યા.

ત્યાર પછી તેઓ અભ્યાસગૃહના બંગલાથી થોડે દૂર ચોગાનમાં આવેલા એક અલાહેદા મકાનમાં ગયા. એ મકાન ઉપર લખેલા મોટા અક્ષરોથી જણાતું હતું કે એ મકાનને પ્રયોગ–શાળાના નામથી ઓળખવામાં આવતું હતું.

'આ બે જુદી જુદી શાળાઓ હશે ?' રફીક શેઠને સવાલ થયો.

એ પ્રશ્નનો ખુલાસો એક જાણકાર જણાતા ભાઈએ આપ્યો : 'આ બધું એક જ છે. આ બધાં વિદ્યાલયનાં જ અંગો છે. આ પ્રયોગશાળામાં બાળાઓને પ્રત્યક્ષ–જ્ઞાન અપાય છે. બાળાઓને જે કાંઈ વિદ્યાલયમાંથી શીખવાનું છે, એમાંથી કેટલુંક ભણવાનું ને કેટલુંક કરવાનું હોય છે. ભણવાનું અભ્યાસ–ગૃહમાં શિખવાય; કરવાનું પ્રયોગ–શાળામાં બતાવાય. રસોઈ, ભરતકામ, રંગકામ, ચિત્રકામ, સંગીત, વગેરે અહીં શિખવાય.'

'એમ !' આ ખુલાસાથી જીવશંકર અને રફીક શેઠની કુતૂહલવૃત્તિ સતેજ બની.

અભ્યાસગૃહની માફક આંહી પણ શિખનારા–કરનારા ને શિખવનારા–કરાવનારા નહોતા. માત્ર જુદાંજુદાં ઓરડાઓમાં જુદીજુદી સામગ્રીઓ ને જુદાંજુદાં સાધનો દેખાતાં હતાં.

ક્યાંક ચિત્રવિચિત્ર મોતીના પડદાઓ, ભરતગૂંથણના નમૂનાઓ, પંખીનાં પીંછાઓની બનાવટો દેખાતાં હતાં. ક્યાંક નાના પ્રકારનાં વાજીંત્રો, વાદ્ય અને સાજો હતાં. ક્યાંક ચિત્રો અને ચિત્રકામના રંગ, પીંછી, ઘોડી વગેરે સરંજામ દેખાતા હતા.

ક્યાંક કસરત કરવાનો અખાડો, અને વ્યાયામનાં સ્ત્રી–સુલભ સાધનો દેખાતાં હતાં. બાળાઓનું પુસ્તકાલય એમણે જોયું. પુસ્તકાલયમાં વિદ્યાલયની બાળાઓ તરફથી પ્રગટ થતું હસ્ત-લિખિત માસિક પણ જોયું.

તેઓ આ બધું જોતા જોતા ફરતા હતા. મેલાવડાના આરંભનો સમય થતાં તેઓ મંડપ તરફ વળ્યા. તેમની આગળ બે ત્રણ જુવાનો જરા મોટે સાદે વાતો કરતા જતા હતા, અને અનાયાસે એમની વાતો જીવશંકર ને રફીક શેઠને કાને પડતી હતી.

એક જુવાને અભિપ્રાય વ્યક્ત કર્યો: ‘ ઘણીજ સુવ્યવસ્થિત અને સુસંયોજિત સંસ્થા છે ! ’

બીજા જુવાને જરા મર્માળુ હાસ્ય કર્યું.

‘ આવી બધી અદ્યતન અને જાહેર સંસ્થાઓ વિષે એના ચળકાટ ને ઝાકઝમાળથી અંજાઈને તરત અભિપ્રાય નહિ આપવો જોઈએ. આવી સંસ્થાઓ જો જોવી હોય તો નિકટથી એકાદ માસના સતત નિરીક્ષણથી જોવી જોઈએ. ’

ત્રીજા જુવાને ગંભીરતાથી કહ્યું : ‘ એજ સાચું છે. જેમ ચળકાટ વધારે, તેમ સંસ્થા વધારે કમતરીન એવો મારો મત બંધાયો છે. અને મેં પણ ચાર પાંચ સંસ્થાઓમાં કામ કર્યું છે, અને એત્રણ સંસ્થાઓ નજરે જોઈ છે. ’

પહેલા જુવાને જરા વિવાદભર્યા અવાજે પૂછ્યું : ‘ કેમ સોના ઉપર ચળકાટ નથી ચડતો ? ’

‘ બનાવટી સોના ઉપર પણ એટલો જ ઢોળ ચડે છે, ’ ત્રીજા જુવાને પ્રતિવાદ કર્યો.

'શું બન્નેમાં કાંઇ તફાવત નથી?' પહેલા જુવાને પ્રશ્ન પૂછ્યો.

'છે, ચળકાટ બન્નેમાં છે; પણ એકમાં ચળકાટ એ શોભા છે બીજામાં એ જીવન છે.' ત્રીજા જુવાને પ્રત્યુત્તર આપ્યો.

'તમે હમણાં હમણાં નિરાશાવાદી બહુ થઇ ગયા છો?'

બીજો જુવાન અત્યાર સુધી આ બન્નેની ચર્ચા રસભર્યા મૌનથી સાંભળતો હતો એણે કહ્યું: 'બાર વર્ષ પહેલાં જુવાન જે પ્રકારની સ્ત્રી-કેળવણી માંગતો હતો, એ આવાં વિદ્યાલયો આજે પૂરી પાડે છે. દુઃખની વાત એટલી જ છે કે આવી સંસ્થાઓ પહેલું કદમ ભરીને થીજીને ઉભી રહી, જુવાનના કદમ આગળ વધ્યાં; એટલે પરિણામ તો એ થયું છે બાર વર્ષ પહેલાં જુવાન જુવતી વચ્ચે જે અંતર હતું એ આજે પણ એટલું જ છે. આવી સંસ્થાઓ કેટલી યે થઇ; પરંતુ એકેય સંસ્થા યુવાન અને યુવતી વચ્ચેના અંતરને ફેડી શકી નથી.'

'આવાં વિદ્યાલયોમાં તાલીમ પામેલી બાળા કરતાં તો કાંઇ તાલીમ નહિ પામેલી બાળા વધારે......મારે જે કહેવું છે તે હું બરાબર ભાષામાં નથી મૂકી શકતો, પણ એક વાત ચોક્કસ છે: આજના વિદ્યાલયમાં તાલીમ પામેલી બાળા એ અસંતુષ્ટ પત્નીમાં જ પરિણમે છે.'

જીવશંકરના અંતરમાં આ છેલ્લા વાક્યનો પડઘો પડતો હોય એમ એ જરા વ્યગ્ર ચહેરે રફીક સામે જોઇ રહ્યો. રફીક શેઠ પણ કાંઇક કડવાશ અનુભવી રહ્યા હોય એમ જીવશંકરને લાગ્યું: 'આજ કાલના જુવાનોથી તો હાથ જોડ્યા.' જીવ-શંકરે તોબાહ પોકારતો હોય એવા અવાજે કહ્યું: 'એમને પ્રણા-

લિકા મંજૂર નથી. ને ભાવીનો પંથ સૂઝતો નથી. એમને અભણ પત્ની જોઈતી નથી ને ભણેલી પત્ની એમને અસંતુષ્ટ લાગે છે. એમને શું જોઈએ છે એની જ ખબર પડતી નથી.'

'એમને પોતાને પણ એની ખબર છે કે નહિ એ વિષે મને આશંકા છે!' રફીક શેઠે જીવશંકરના મત સાથે સૂર પૂરાવ્યો.

ત્યાં તેઓ મંડપ પાસે આવી પહોંચ્યા. મંડપમાં એક બાજુ વિદ્યાર્થીની બાળાઓના વાલીઓ માટે ખાસ અલાહેદી સગવડ રાખવામાં આવી હતી. ત્યાં બન્ને જણ બેઠા. સ્વસ્થતાથી બેઠા. પછી તેમણે એક નજર ચોપાસ નાંખી.

શહેરના સંભાવિત નરનારથી મંડપ ભરાઈ ગયો હતો. મેળાવડાના પ્રમુખસ્થાને શહેર સુધરાઈના પ્રમુખ બેઠા હતા. એમની બાજુમાં વિદ્યાલયના મુખ્ય વ્યવસ્થાપક અને વિદ્યાલયનાં અધિષ્ઠાત્રી બેઠાં હતાં.

બાળાઓ તમામ પોતપોતાને સ્થાને ગોઠવાઈને બેઠી હતી. શિક્ષકસમૂહ પણ યથોચિત સ્થાને બેસી ગયો હતો.

એકાએક ક્યાંકથી કોઈ કર્ણમધુર તંતુવાદ્યના સૂર સંભળાયા. ક્યાંકથી ધીમો મીઠો સરોદ સંભળાયો. કાર્યક્રમનો આરંભ થઈ ગયો હતો.

[ ૩ ]

થોડુંક પ્રાસ્તાવિક સંગીત પૂરું થયું. ત્યારપછી મુખ્ય વ્યવસ્થાપક સંસ્થાનો વાર્ષિક અહેવાલ વાંચી સંભળાવ્યો. સંસ્થાની નેમ ઉંચી હોવા છતાં એને કેવી નાણાંભીડમાંથી પસાર થવું પડતું હતું એ એમણે વાગતે વર્ણવી બતાવ્યું. સંસ્થામાં સોઈ

માટે બેએક ઈમારતોની અનિવાર્ય જરૂરત પણ એમણે અહેવા-લમાં જાહેર કરી. સ્ત્રીઓની કેળવણીના વિશાળ અને વિકટ પ્રશ્નના ઉકેલમાં વિદ્યાલયે આપેલા યશપ્રદ ફાળા સામે જોતા કોઈ સ્ત્રી-કેળવણીનો બેરખાંહ આ ઊણપ પૂરી કરશે એવી આશા એમણે બતાવી. વિદ્યાલયની પરીક્ષાઓના કોઠા એમણે આપ્યા. કઈ કઈ બાળાએ કયા કયા ક્ષેત્રમાં વિશિષ્ટ લાયકાત બતાવેલી છે એ પણ કહી બતાવ્યું, અને વિદ્યાલયમાં ભણતી બાળાઓના વાલીઓ અને વિદ્યાલયમાં રસ લેતા મુરબ્બીઓના અભિનંદન ને આશિષ એમણે માગ્યા.

આ નિવેદન—વાર્ષિક અહેવાલ—નું લાંબુ વાંચન આખરે પુરું થયું. અને ત્યારપછી બાળાઓના સંવાદોનો કાર્યક્રમ શરૂ થયો.

પહેલાં થોડું સંગીત રસ વેરી ગયું. પછી ગરબાઓ આવ્યા ને પછી છાયા નૃત્ય આવ્યું. પછી એક નાટકના પ્રવેશ જેવી લાગતી નાની નાટિકા આવી.

એ નાની નાટિકાનું વસ્તુ પ્રેક્ષકોને બોધ આપનારું હતું. એક કોલેજમાં પાસ થયેલો જુવાન અભણ બાળા સાથે લગ્ન કરે છે. એનો સંસાર નિત્ય કલેશમય, પતિના અસંતોષથી ભરપૂર ને પત્નીના ઘરેણાં લૂગડાંના કંકાશથી ખદબદે છે. પતિ કંટાળીને એને કાઢી મૂકવા તૈયાર થાય છે. એક મિત્રને કાને આ વાત જાય છે, એ પતિને પોતાની પત્નીને તાલીમ આપવાની હિમા-યત કરે છે. પતિ એ પ્રમાણે પોતાની પત્નીને એક વિદ્યાલયમાં કેળવણી માટે મૂકે છે. પત્ની કેળવાઈને આવે છે અને પતિ-પત્ની કેળવાયેલા સંસારનું સુખ ભોગવે છે.

જીવશંકરના હોઠ સખ્તાઈથી બિડાયા. એને નાટિકાની વસ્તુ

સામે વાંધો હતો એવું નહોતું, પરંતુ નાટિકામાં પત્નીનો પાઠ નીલમ એની પુત્રી ભજવતી હતી. પતિનો પાઠ વિદ્યાલયના એક જુવાન સોની શિક્ષકે લીધો હતો. એક જુવાન સાથે પોતાની પુત્રી આવા પ્રકારના વેશ કાઢે એ જીવશંકરને સખત નાપસંદ વાત હતી.

ત્યાર પછી એક બીજી નાટિકા આવી. એક સિનેમા કંપનીમાં તરછોડાયેલી વનિતાનું દશ્ય ઉતારવાનું હતું. એક મુખ્ય પાત્રનું કામ હતું. કંપનીના સંચાલક પાસે એ કામ એક અપ્રસિદ્ધ નટીએ માગ્યું. સંચાલકે એને એવું કામ કરતાં ન આવડે એવો મક્કમ મત બતાવીને એ નટીને એ કામ સોંપવાની સાફ સાફ ના પાડી. એ પછી થોડાક દિવસો જવા દઈને એ જ ચિત્રપટનાં બીજાં દશ્યો ઉતારવામાં આવતાં હતાં, ત્યારે નકાબપોશ પહેરીને એ અપ્રસિદ્ધ નટી સંચાલક પાસે ગઈ. પોતે સંચાલકની અપરિણીત પત્ની છે અને મોહ દૂર થતાં સંચાલકે એને રઝળાવી છે, એવું એ અપ્રસિદ્ધ નટીએ પોતાના છૂપા વેશમાં એવા તો સરસ અભિનય ને યથાતથ્ય હાવભાવથી બતાવ્યું કે એ વખતે હાજર રહેલા તમામને સંચાલક ઉપર સાચેસાચ ભૂરો વહેમ જ પેદા થયો. એ પછી અપ્રસિદ્ધ નટીએ પોતાની જાત ખુલ્લી કરીને કહ્યું કે: પોતે તરછોડાયેલી વનિતાનો ભાગ ભજવવાને લાયક છે કે નાલાયક એ બતાવી આપવા માટે જ એણે સંચાલકની તરછોડાયેલી ઉપપત્નીનો સ્વાંગ સજ્યો હતો. સંચાલક એને એ પાઠ આપે છે ને પાછળથી તેની સાથે લગ્ન કરે છે.

આ નાટિકામાં અપ્રસિદ્ધ નટીનો ભાગ પણ નીલમને ભજવતી

પણ, કાંઈક પણ ભાંગીને ભૂકા કરવાની ચળ એના હાથમાં સળવળતી હતી.

પિતૃત્વની કુલમુખત્યાર માલિકીની અધિકાર–મૂર્તિ શો એ પરસાળમાં ઉભો રહીને નીલમ અને હરબાળાને અનિમેષ જોઇ રહ્યો.

બન્નેને જીવશંકરમાં કાંઈક અસૂઝ પરંતુ ઉગ્ર સ્વરૂપ દેખાયું. બહારના વાતાવરણની બહોળપ એમના અંગ ઉપરથી ઉતરીને ઘરના અંધિયાર વાતાવરણની નાનપ બન્નેને આવરીને જીવશંકર સન્મુખ વામણાં બનાવી રહી.

નીલમ પરસાળનું પગથિયું ચડીને અંદર આવી. જીવશંકર પાસે થઇને અંદરના ઓરડા તરફ કપડાં બદલાવવા જવા લાગી. જેવી એ જીવશંકર પાસેથી પસાર થઈ એવો જીવશંકરે એના ગાલ ઉપર એક સખત તમાચો માર્યો.

નીલમના કોમળ ગાલ લાલ થઈ ગયા. એની આંખમાં વ્યગ્રતા આવી. એનો ચહેરો ઉજ્જડ થઈ ગયો. એ ભીંત સાથે જડાઈને ઉભી રહી.

'છોકરી! તું ગમે તે જુવાન સાથે ગમે તેવા વેશ લઈને નાચવાનું શીખે છે ? શરમ નથી આવતી તને ?'

નીલમે કાંઈ જવાબ ન આપ્યો. એની આંખો સહસા એની માતા તરફ વળી. એની માતા હરબાળા વિષાદ અને વ્યક્ત વ્યંજનાભર્યા વદને જીવશંકર સામે જોઈ રહી હતી.

જીવશંકરને નીલમના મૌનમાં, નીલમની હરબાળા તરફની નજરમાં અને હરબાળાના અવિરોધી મૌનમાં આત્મવંચના ભાસી. ભણેલી પત્ની અને ભણતી પુત્રી એને ગણતાં નથી,

એની કોઈ આમન્યા રાખતાં નથી, એવો ખ્યાલ એનામાં પેદા થયો.

ઘરના સરમુખત્યાર માલીકનું—પોતાનું સ્થાન સદા ને સર્વથા નિર્ણયાત્મક રીતે સંસ્થાપવા માગતો હોય એવા અવાજે જીવશંકરે પોતાની પત્નીને ઉદ્દેશીને કહ્યું :

'અને તમે ત્યાં હતાં, છતાં છોકરીને વારી કેમ નહિ?'

'મને ખબર નહોતી કે તમને એ નહિ ગમતું હોય.'

'તમને તો ત્યારે એ નાચ ગમ્યો હશે?' જીવશંકરે અવગણના જેવા ભાવથી સામો સવાલ પૂછ્યો.

'મને એ ગમતું હતું કે નહિ એ સવાલ જ નહોતો. સવાલ તો હતો કે નીલમને એ ગમતું હતું કે નહિ? નીલમને એ ગમતું હતું, એમાંથી આનંદ નીલમને લેવાનો હતો, એટલે મારી રુચિ અરુચિનો મારે વિચાર કરવાનો નહતો. નીલમને એ પાઠ માટે તૈયાર પણ મેં જ કરી હતી.'

જીવશંકર આવા સ્પષ્ટ એકરાર માટે તૈયાર નહોતો. પોતાના વદન ઉપર ફૂલ જેવી કારમી રુદ્રતા આણી દેવા મથતો પોતાની પત્ની સામે જોઈ રહ્યો.

હરખાબાએ પહેલાં જેટલા જ અસ્પર્શભાવે અને નિરાશાભરી સ્વસ્થતા સૂચવતા સ્વરે કહ્યું: 'તમે છોકરીને વિદ્યાલયમાં તાલીમ લેવા મોકલો છો, અને આજની તાલીમનાં કેટલાંક અનિવાર્ય પરિણામો તમે સ્વીકારવાને કેમ તૈયાર નથી થતા? પાંખો આપો છો તો પછી પાંખો પહોળી કરવાના સાંપડતાં અવકાશો તરફ આવી જૂની નજરે કેમ જુઓ છો?'

'આ વિદ્યાલય નથી, ઘર છે—અને મારું ઘર છે, સમજી?' જીવશંકરે હરબાળા, નીલમ, વિદ્યાલયને તાલીમ તમામની સામે પોતાના અધિકારને આગળ ધર્યો: 'અને હું કહીશ એમ જ ઘરમાં થશે.'

'અત્યાર સુધી મેં આ ઘરમાં બીજી સ્થિતિ જ જોઈ નથી. એટલે તમારે આ વાત ફરી યાદ દેવરાવવાની કાંઈ જરૂરત છે ખરી?'

'સામે બોલે છે? એક તો ઘરના ફજેતા બહારના હજારો માણસમાં કરવા અને વળી બેશરમ થઈને સામા તડ તડ જવાબ દેવા?'

'મેં ખોટું શું કર્યું છે?'

'ચૂપ કર.' હરબાળાની દેખીતી સ્વસ્થતા અને દેખાતા આગ્રહથી જીવશંકરનો મિજાજ અસ્થિતમ બન્યો: 'તમારા વિદ્યાલયમાં આમ આમન્યા છોડીને જેની તેની સામે થતાં જ શીખવે છે કે બીજું કાંઈ શીખવે છે?' વિદ્યાલય પ્રત્યેનો તિરસ્કાર જીવશંકરના અવાજમાં ધખધખી રહ્યો.

હરબાળા જીવશંકર સામે જોઈ રહી. એના સ્થૂળ વદન સામે જોઈ રહી. જગત તમામ તરફ શેર બજારની નજર નાંખતી એ આંખોમાં જણાતા પીળા પડછાયા સામે જોઈ રહી. એના અંતરમાં કંઈક વિવશતા, કંઈક અસહાયતાનો ઉભરો ચઢ્યો. બહાવરી બેપરવાઈથી એ કાંઈ પણ જવાબ આપ્યા સિવાય એ ત્યાંથી ચાલી ગઈ. એની પાછળ પાછળ રુદન અને વિષાદને પ્રયાસે દબાવતી દેખાતી નીલમ પણ ચાલી ગઈ.

પરાજીત સેના નાસી ગયા પછી રણમેદાનમાં એકલો વિજેતા રહે અને વિજયના મેદાનને જોઈ રહે એમ જીવશંકર એકલો ત્યાં રહ્યો ને ઘરની દીવાલો ઉપર નજર ફેંકવા લાગ્યો. વિજેતાના અંતરમાં વિજયની કડવાશ હતી. પોતે કાંઈ અનિવાર્ય અનિષ્ટ આચર્યું હોય એવી જીવશંકરના ચહેરા ઉપર સહેજ કાલિમા છવાઈ ગઈ. 'શું કહેતો હતો પેલો જુવાન? કે આવાં વિદ્યાલયો આજકાલ કેવળ અસંતુષ્ટ ગૃહિણીઓ જ પેદા કરે છે. એ કે એવું કાંઈક એ બોલ્યો હતો. જુવાનિયાની કાંઈ કાંઈક વાત તો સાચી પડે ખરી.'

ને અંતરના અતલ ઊંડાણમાં કાંઈ અપ્રિય સત્યની ગવાહ સાંપડી હોય એમ જીવશંકર ભારે હૈયે હીંચકા ઉપર બેઠા.

# વિવાહિતા

**સાત** આઠ દિવસ વહી ગયા.

એક દિવસે સવારમાં ઘર આગળ ભાડૂતી ગાડી ઉભી રહી અને અંદરથી વીસેક વર્ષનો એક જુવાન હાથમાં એક નાની 'બેગ' લઈને નીચે ઊતર્યો. એણે ગાડીવાળાને ભાડાના પૈસા આપ્યા અને પછી એ ઘરની ડેલીમાં દાખલ થયો.

ઘર આગળ ગાડી ઉભેલી સાંભળીને કોણ આવ્યું છે, તે જોવાને નીલમ બહાર આવતી હતી. તેણે પરસાળનું પગથિયું ઉતરતાં જુવાનને ડેલીમાં દાખલ થતો જોયો.

'મોટાભાઈ!' એ તાજુબીથી બોલી: 'તમે અચાનક ક્યાંથી?'

'આવી ચડ્યો. અમસ્તો. એમ થયું કે લાવ એકાદ દિવસ ઘેર જઈ આવું.' પોતાની બેગ નીલમને આપતાં એણે જવાબ દીધો.

'બ્હેન ! બ્હેન !' નીલમે હરબાળાને બુમ પાડી. નીલમ અને એનો ભાઈ હરબાળાને એ નામથી સંબોધતાં : 'મોટા ભાઈ આવ્યા છે !'

હરબાળા રસોડામાંથી બહાર આવી. પોતાના મોટા પુત્ર સોમનાથને જોઈ રહી : 'કેમ ભાઈ આવ્યો ?'

'હા બ્હેન !' સોમનાથે પોતાના વદન ઉપર આછું સ્મિત આણી જવાબ આપ્યો.

'કેમ, ખબરખત વગર ?' હરબાળાએ પણ નીલમના જેવો જ પ્રશ્ન પૂછ્યો : 'શરીરે તો સારું છે ને ?'

'થોડા જેવો છું. આતો એમ થયું કે એકાદ બે દિવસની ફુરસદ છે તે જઈ આવું.'

'સારું કર્યું.' જીવશંકર ઉગતી જુવાનીમાં કેવા હશે એનો હુબહુ ખ્યાલ આપતા પોતાના પુત્રને આવકાર આપતાં હરબાળાએ કહ્યું.

'બાપુજી ક્યાં છે ?'

'ઉપર બેઠા છે. તું જા ને મળી આવ.'

'હા જઉં, પણ બ્હેન તું મને ચાહ પાવાની નથી ?'

'તું જા આવ ઉપર. ત્યાં ચાહ તૈયાર કરી મોકલું છું.'

સોમનાથ પરસાળમાં આવેલા દાદરા ઉપરથી મેડી તરફ જવા લાગ્યો. એના વદન ઉપર ગૂંચવણના આછા ઓછાયા હતા.

'બાપુજીએ મને ખાસ ખાસ કાગળ લખીને આજ અહીં બોલાવ્યો છે અને મોટી બ્હેનને તેમ નીલમને તો મારા આવવાની યે ખબર સરખી નથી. એમ કેમ હશે ?'

[ ૨ ]

દાદર ઉપર થઈને પહેલા મજલાની પરસાળમાં જવાતું ને પરસાળમાંથી બારણા વાટે ઉપરના બે ઓરડાઓમાં જવાતું. સોમનાથ પહેલા ઓરડામાં દાખલ થયો. ઓરડો અર્ધ અંગ્રેજી ને અર્ધ દેશી ઢબે શણગારાયેલો હતો.

સોમનાથે ઓરડામાં એક બારી પાસેની આરામ ખુરશી ઉપર પોતાના પિતા જીવશંકરને આડા પડીને પગ સાથે પગ ચડાવીને, આંખે ચશ્મા ચડાવીને એક છાપું વાંચતા જોયા.

'બાપુજી!' સોમનાથે બે હાથ જોડીને વંદન કરતાં આગમન સૂચક અવાજે કહ્યું:

જીવશંકરે છાપામાંથી બહાર નજર નાંખી: 'ઓહ! કોણ સોમનાથ? આવ આવ આવી પહોંચ્યો ને?'

'જી, હા.'

'મારો કાગળ તો મળ્યો હશે?'

'એના જવાબમાં જ હું આવ્યો ને. કાલે સવારે ટપાલમાં કાગળ મળ્યો ને રાતે ગાડીમાં બેઠો.'

'બહુ સારું કર્યું. ચાહ બાહનું પતાવ્યું?'

'ના. હમણાં ચાહ આવે છે—આવતી જ હશે.'

જાણે કે એ અભિપ્રાયનો પડઘો જ પાછો ફરતો હોય એમ નીલમ ચાહનો પ્યાલો લઈને આવી, અને સોમનાથની સામે મૂકી ગઈ. લાંબે વખતે જોયેલા 'મોટાભાઈ'ને એક અણનોતર્યા, અણરોક્યા સ્મિતથી વધાવતી પાછી ચાલી ગઈ.

જીવશંકર નીલમને જતાં જોઈ રહ્યા. એ ગયા પછી એમણે સોમનાથને પ્રશ્ન કર્યો : ' કેમ હમણાં મુંબઈમાં બજાર કેમ છે ? '

' બાપુજી ! બધેય મુલકમાં એવું છે. કોઈ વાર નરમ, કોઈ વાર ગરમ, એમ રહ્યા કરે. પણ ખાસ જાણવા જેવું કંઈ નથી.'

જીવશંકરે થોડી વાર મૌન સેવ્યું. પોતે પૂછેલા પ્રશ્નની ચર્ચા આગળ ન ચાલી એનો એને થયેલો ખેદ એમનું મૌન સૂચવતું હતું. થોડીવાર પછી એમણે કહ્યું :

' મેં તને અહીં બોલાવ્યો છે તે તારી હાજરી હોય તો મને સંતોષ થાય એટલા માટે. '

' એવું શું છે ? '

' નીલમનું વેશવાળ કરવું છે. '

સોમનાથને આ વ્યવહારિક બાબતમાં પોતાની હાજરીની અનિવાર્યતા ને ઉપયોગિતા ન સમજાયાં : ' એમાં મારું શું કામ ? એ તો તમારે ને મોટી બહેને જ જોવાનું ને કરવાનું રહ્યું. '

જીવશંકરે છાપું એક તરફ મૂક્યું. ' અહીં જરા પાસે આવ. '

સોમનાથ ચાહ પીને પરવારીને જીવશંકરની ખુરશી પાસે જઈને બેઠો. ઉત્સુક વદને પોતાના પિતાને એ જોઈ રહ્યો.

' મેં જોઈ રાખ્યું છે. મને તો બધી રીતે કરી જ નાંખવા જેવું લાગે છે. હવે તું એ જો. ને તને સંતોષ થાય એમ હોય તો કરી નાંખીએ. '

' પણ એમાં મારું...'

'તું હવે સલાહ લેવાદેવા જેવડો થયો છે.'

પિતા પોતાની સલાહ માગે છે એ ખ્યાલે પુત્રનું અંતરતમ આત્માભિમાન સંતોષાયું. પ્રસંગને છાજે એવી ગંભીરતા મુખ ઉપર ધારીને સોમનાથ જીવશંકર સામે જોઈ રહ્યો.

જીવશંકરે એક બીડી સળગાવી. એના ધુમાડા કાઢતાં કહ્યું: 'તું અમથા મફતને ઓળખે છે?'

'નામ સાંભળ્યું છે.'

'શરાફની પેઢી છે. અમથાલાલને ચાલીસેક વરસ થયાં હશે. પણ દેખાવમાં જુવાન લાગે છે. એમનાં પહેલાં ઘરવાળાં હજી ગયે વરસે ગુજરી ગયાં છે. એક છોકરો છે. એ તો પરણી ગયો છે. ને બીજો છોકરો છે એ ભણે છે.'

જીવશંકરે સોમનાથ સામે જોયું. સોમનાથના ચહેરા ઉપર એણે કોઈ પ્રકારની સ્ફૂર્તિ જોઈ નહિ: 'કેમ? તને શું લાગે છે?'

'ચાલીસેક વર્ષ......પહેલા ઘરના બે છોકરા......' સોમનાથ જાણે પિતાએ આપેલી માહિતીનું વર્ગીકરણ કરતો હોય એમ બોલ્યો.

'નદીપાર એક બંગલો છે. તે પાંચ છ લાખ રૂપિયાનો છે.' જીવશંકરે અધૂરી માહિતી પૂરી કરવા માંગતો હોય એ અવાજે કહ્યું.

સોમનાથના ચહેરા ઉપર રસ પ્રગટતો જીવશંકરે જોયો: ઉંમર સહેજ મોટી ખરી. પણ...........'

'ઉંમરમાં તે જાણે એમ છે ને કે બીજા સારાં ઠેકાણાં

આપણી નાતમાં છે જ ક્યાં ? જુવાનિયા શોધીયે તો વળી મળે. પણ સારા હોય એ તો અંકાઈ ગયા હોય. ને ન અંકાયા હોય એવા આંકવા જેવા ય ન હોય. એવામાં પડીએ તો પછી એક છોકરીની ઉપાધિ ને બદલે જમાઈ ને છોકરી એમ બેયની ચિન્તા વહોરવી પડે.'

'મોટી બહેન શું કહે છે ? એને પૂછ્યું ?' સોમનાથે સવાલ કર્યો. પિતાએ ઠેકાણું નક્કી કર્યું હોય ને માતાને એની ગંધ સરખી યે ન હોય એ એને કાંઈ અજુગતું ને ખુલાસો મેળવવા જેવું લાગ્યું.

પોતાની પત્નીનો ઉલ્લેખ થયેલો જોઈ ને જીવશંકરને જરાક કડવું લાગ્યું: 'હવે એમાં એને શું પૂછવું છે ? કાલ તો તું કહીશ કે નીલમને પણ પૂછવું જોઈએ. આબરૂ, વહેવાર, વગેરેમાં બૈરાંની બુદ્ધિ પાનીએ.'

'પણ મોટી બહેનને પૂછવું તો જોઈએ ને ? ને એ પણ સમજે એવાં ક્યાં નથી ?'

માતા અને પિતા વચ્ચે પુત્રને હિંચોળાતો જોઈ ને પિતાએ ગંભીર ભાવે પુત્રને સમજાવવા માંડ્યો.

'જો મેં તને એટલા માટે જ બોલાવ્યો છે. તારી બા બહુ સારી બાઈ છે. સ્નેહાળ છે. ઘરરખ્ખુ છે. મહેનતુ છે. પણ......'

જીવશંકર જરા થંભ્યા. બીડીને જમીન સાથે ચાંપીને બુઝાવતા એ પુત્ર સામે જોઈ રહ્યા. પુત્રના ચહેરા ઉપર એણે નિસાસા સિવાય બીજું કાંઈ હોય તો ના કળ્યું. એમણે આગળ ચલાવ્યું:

'વાત જાણે એમ છે કે એની નજર ને મારી—આપણી નજરમાં જ ફરે છે. કોઈ પણ વાત એ મારી આંખે નથી જોઈ શકતી ને હું એની આંખે નથી જોઈ શકતો.'

કોઈ કડવી ચીજ ગળી ગયા પછી એનો છેલ્લો ઘૂંટ ગળતો હોય એમ જીવશંકર થોડીવાર ચૂપ રહ્યો. પછી એ બોલ્યો :

'બીજી વાત શું કામ? આજ વાત લે ને. એની આ વાતમાં એની સંમતિ માગીએ તો એ ન જ આપે.

સોમનાથને એ ન સમજાયું. 'કેમ?'

'હજાર વાંધા કાઢે. એ ભણેલી છે. પણ એ ભણેલી છે એ એ ભૂલતી નથી. આટલાં આટલાં વરસ એને પરણ્યે થયાં, પણ હજી યે ઘણી વાતો એ વહેવારની નજરને બદલે ભણતરની નજરે જુએ છે. કેટલીક વાતો તો આપણમાં જ સારી લાગે, કેટલુંક તો ચોપડીમાં જ સારું લાગે, એવું વહેવારિક ગણતર એ નથી સમજી શકતી. ને પછી હું પણ ક્યાં રોજ એની સાથે માથાંઝીક કરું? હું મારે મને ગમે એમ કરું, ને એ એને ગમે તેમ કરે.'

પિતાના ગૃહસંસાર આસપાસ વિંટળાયેલા શરમના, લજ્જાના, આમન્યાના, મર્યાદાના ગઢમાં સોમનાથને અચાનક એક દ્રષ્ટિપાત કરવાનું મળ્યું. પરંતુ માતા ને પિતાના ગૃહજીવનના દોર સાંધવાનો પ્રયાસ કરવામાં પણ એને અજુગતું લાગ્યું. એ પ્રકારનો આમન્યાભંગ કરવાનું એને સ્વપ્નામાં યે સૂઝ્યું નહોતું. ને અત્યારે પણ જરૂરી અને જુગતું નહોતું લાગતું.

'આ જ વાત લે ને. એ કહેશે કે ઉંમર મોટી છે. એ કહેશે કે એ ભણેલા નથી.'

'ભણ્યા નથી?' સોમનાથે પ્રશ્ન પૂછ્યો.

'ચાર પાંચ અંગ્રેજી તો કરી છે. શું ઘોડારમાં ઘોડા બાંધ્યા હોય એ જ ભણેલા કહેવાય? નિશાળમાંથી ઊઠ્યા પછી શું ઘેર નહિ ભણાતું હોય? એમ તો હું ય ત્રણ ચોપડી ભણ્યો છું, ને તું ય ચાર ચોપડી ભણ્યો છે. તે આપણે શું અભણ, ને નિશાળમાં ને કૉલેજમાં ભણતા હોય એ જ ભણેલા?'

'એવા ભણેલાનો મોટો ભાગ બેકાર રખડે છે એ કોઈ જુએ છે?' અશિક્ષિતને શિક્ષિત પ્રત્યે જે સાહજીક ઈર્ષ્યાળુ રોષ હોય છે એ સોમનાથના અવાજમાં વ્યક્ત થતો હતો.

'આપણે અભણ ગણાતા હોઈએ તો અભણ સારા. ભૂખે ન મરીએ, ને આપણાં બાળબચ્ચાંને ભૂખે ન મારીએ. પણ તારી બાને એ વાત સમજાશે જ નહિ. હજાર મુદ્દા કાઢશે. એને ઉંમરનો વાંધો આવશે. એને પહેલાં ઘરનાં છોકરાંનો વાંધો આવશે. એને બીજવરનો વાંધો આવશે. એને શેનો વાંધો નહિ આવે એ જ નથી સમજાતું.'

'બંગલાનો ને પૈસાનો.' સોમનાથ ધીમે ધીમે પિતાના વલણને અનુકૂળ થતો જતો હતો.

'એ ય એને નહિ ગમે. એ તો વળી એમ કહેશે કે શ્રીમંત કરતાં ગરીબ જમાઈ સારો.'

'ત્યારે તમારે ને એને કાંઈ વાત થઈ હતી?'

'અગાઉ સામાન્ય ને સાધારણ વાત થયેલી. મારો વિચાર બેએક વર્ષ પહેલાં કરી લેવાનો હતો, ત્યારે, તે વખતે મેં એના વિચારો જાણેલા.'

જીવશંકર થોડી વાર ચૂપ રહ્યો. પછી બોલ્યો : ' આ નીલમને વિદ્યાલયમાં ભણાવવાનું તૂત જે દિવસે ઉભું થયું, તે દિવસે મેં એને કહ્યું હતું કે : છોકરીને ભણાવવી એ એના આખા જન્મારામાં સાલ નાંખવા જેવું છે. એક તો ભણાવીએ એટલે પછી મોટી ઉંમરની કરવી પડે. ખાધેપીધે સુખી હોય, પહેરવે ઓઢવે ટાપટીપવાળી હોય, અને બુદ્ધિએ ચંચળ બનાવીએ એનું પરિણામ સારું ન આવે. છતાં ય છોકરીને પાછી મોટી તો કરવાની જ. ભણાવીએ એટલે એ તો કરવું જ જોઈએ. છોકરી મોટી થાય, પછી એને પરણાવવાની ઉતાવળ કરવી પડે. ને સારા મુરતિયા કાંઈ રાહ જોઈ ને બેસી રહ્યા ન હોય. બેસી રહ્યા હોય એ ઘણુંખરું તો બેસાડી રાખવા જેવા જ હોય. પછી બીજવર શોધવા જેવું પડે. ભણેલી છોકરીના માબાપ કોઈક સારા માણસની પહેલી બૈરીનાં મોતની જ રાહ જોતા બેસે. કોઈકનાં મોતની ને તેય સારાં ઘરનાં બૈરાંનાં અવસાનની રાહ જોતાં બેસવું એ સારું નથી. કોઈ ને ય ગમે નહિ એવું છે. પણ એ સિવાય બીજો રસ્તો શું ? એમ ન કરીએ તો કામધંધા વગરના બેકાર ભણેલા જોડે પનારો પાડવો પડે, એ બધાંની વાતો મોટી મોટી, પણ લાડકાં હરામનાં. નવી દુનિયા કેમ ઘડવી, નવો સમાજ કેમ ઘડવો, એના જુઓ તો એની પાસે નકશા તૈયાર, પણ જુની દુનિયામાં કેમ રહેવું, એની એને જરાય ગમ નહિ ને ત્રેવડ પણ નહિ. આ બધું ય મેં તારી બાને પહેલાં સમજાવેલું. પણ એને ગળે એ વાત કેમ ઉતરે ? ભણતર પણ એક વ્યસન છે, ને એક વ્યસની જેમ બીજાને પોતાનું વ્યસન લગાડવા મથે એમ ભણેલાં મા કે બાપ હોય તો પોતાના છોકરાંને પણ ભણાવ્યા સિવાય ન

જંપે. તારામાં તો તારી બાનું કહ્યું મેં ન કર્યું; મેં તો કહ્યું કે મારે છોકરાને વા સાથે વાત કરતો કે સભામાં હવા ગજાવતો નથી કરવો. મારે તો સાચું ભણતર શેર બજારનું કે દીધે ત્યારે હલ્લો દઈ દો. પણ તારી બેન સમયે એણે પાકી હઠ પકડી.'

પુત્રને પિતાનું તત્ત્વજ્ઞાન ગમી ગયું. ભણતરના પિતાએ જણાવેલાં જોખમો એને પણ પોતાના થોડા સરખા પણ પ્રત્યક્ષ અનુભવે સાચાં સમજાયાં. ન ભણવામાં જોખમ હશે, પણ ભણતરમાં યે જોખમ છે. પુત્રે પિતાનું વ્યવહાર-દર્શન સર્વથા મંજૂર રાખ્યું.

'ત્યારે હું આ કરી નાંખું છું. તારી બા વિરોધ કરશે, પણ તું સાચી સ્થિતિ સમજતો હોય તો સારું, એમ માનીને તને બોલાવ્યો હતો.'

આવા ગંભીર અને જવાબદાર વ્યવહારિક કાર્યમાં પિતા પોતાના સહમત માટે આતુર છે એ ખ્યાલે સોમનાથનો આત્મા પુલકિત બન્યો:

'હા, શુભસ્ય શિઘ્રમ્. સારા કામમાં ઢીલ શી?'

[ ૩ ]

હરબાળાએ જ્યારે વાત સાંભળી કે એની પુત્રી નીલમનો સંબંધ શહેરના જાણીતા ને શ્રીમંત શરાફ અમથાલાલ સાથે એના પિતાએ નક્કી કરી નાંખ્યો છે અને એનાં લગ્ન પણ તરતમાં લેવાનાં છે ત્યારે એના અજંપાને માઝા ન રહી.

રાત્રે નીલમના પોતે મુકર્રર કરેલા સંબંધ વિષે જીવશંકરે હરબાળાને વાત કરી. એમની વાતોનો ધ્વનિ આ પ્રસંગે હરબાળાની સલાહ, સૂચના માગવાનો નહોતો. હરબાળા સાથે મંત્રણા કરવાનો યે નહોતો. હવે પછી એના પૂરતી કેટલીક વાતો હરબાળાએ કરવાની હોઈ હરબાળાને કેવળ જરૂર જોગી માહિતી આપવાનો જ એમની વાતોનો પ્રધાન સૂર હતો.

હરબાળાને આઘાત થયો. એણે કહ્યું:

'પણ આ તમે કરો છો શું ? તમારી પુત્રીના હિતની તો કાંઈક કાળજી બતાવો.'

પુત્રીના હિત પ્રત્યેની બેપરવાઈનો આક્ષેપ જીવશંકરને તદ્દન ગેરવાજબી લાગ્યો. છેલ્લા છ સાત દિવસથી એણે અમથાલાલને ઉંબરે પોતાના જોડા ફાડ્યા હતા; અમથાલાલના કંઈક દોસ્ત-દારોની ખુશામત કરી હતી; આ બધું એણે શું નીલમના હિતને નજરમાં રાખીને નહોતું કર્યું !

'કેમ અમથાલાલમાં શું ખોડ છે ?'

'એનામાં નીલમ માટેની લાયકાત જ શી છે ?'

'આપણી નાતમાં નજર દોડાવીને કે એવો એક માત્ર માણસ એ છે. ઘરની પેઢી છે. ઘરનાં ઘર છે. ખાનદાન કુટુંબ છે.'

'એ બધાયને નીલમે શું બટકાં ભરવાં ? એનો વિશાળ બંગલો નીલમને ખાવા ધાશે. એની લાખોની ઈસ્કામત નીલમને અંગેઅંગ ચોમટા ભરશે. એનું ખાનદાન કુટુંબ મારી છોકરીનો છપ્પર ભોગ લેશે. મારું માનો. કોઈ દિવસ નથી માન્યું. આજ તો માનો.'

હરખાળાના અવાજમાં રુરુદિષા હતી. ભાવીની આગાહી એના ધ્વનિમાં હતી. જીવશંકરને ક્ષણભર અંગેઅંગમાં કંપારી આવી, બીજી ક્ષણે એણે પોતાના થડકવા માંડતા હૃદયને ફરી કાબૂમાં લીધું. ' તું હજી એવીને એવી સાગરઘેલડી જ રહી. '

' મારા ઉપર ઘેલછાના અક્ષેપના પડદા નીચે કૃપા કરીને તમારા અંધાપાને ઢાંકો ના. નીલમ કુમારી રહેશે તો કોઈનું કાંઈ બગડી નહિ જાય. નીલમ મોટી થઈ ને પોતાનાં વર ઘર પસંદ કરશે તો ય કોઈનું બૂરું નહિ થાય. તમે નીલમનું કયું શુભ જોઈ ને આ લગ્નની ભઠ્ઠીમાં શેકવા માગો છો ? શું બૂરાઈ કરી છે તમારી એ ફૂલ જેવી છોકરીએ કે તમે એને આમ ધકેલી દેવા માગો છો ? તમે છોકરીને તો પૂછો !'

જીવશંકર નબળાઇની ઘડી વટાવી ચૂક્યા હતા. હવે તો ભણતર સામે ગણતરના પ્રાબલ્યની એમનામાં શ્રદ્ધા સીંચાતી હતી. હવે તો સાગરઘેલછા ઉપર દુનિયાદારીના ડહાપણનું ભાન એમને આત્મ-સંતોષ આપતું હતું.

' તું સાંભળ, સૌથી પહેલી વાત તો એ છે કે, જીવનભર તારી છોકરી રોટલા વગર ટળવળવાની નથી. બીજી વાત એ કે, જે લગ્નમાં ભાવીની આર્થિક સલામતિનો પ્રશ્ન જોવામાં આવતો નથી, એ લગ્નમાં આખરે પુત્રી ને જમાઇ બન્નેનાં ભરણ-પોષણનો બોજ માથે આવે છે. ત્રીજી વાત એ છે કે, અપાત્ર જુવાનને બદલે સુપાત્ર પ્રૌઢને કન્યા દેવામાં બધા પક્ષનાં બધાં હિતો જળવાઇ રહે છે. તું ભણેલી છો, ને નીલમ તારી છોકરી છે. હું ભણ્યો ભલે નહોઉં, પણ નીલમ તો મારી પણ છોકરી છે હો. નીલમ માટે મને જેટલું લાગે છે એટલું સોમનાથને માટે

પણ નથી લાગતું. સોમનાથના સુખદુઃખ માટે તો ગમે ત્યારે હું સીધો મદદગાર બની શકું. નીલમને તો વળાવ્યા પછી કેવળ રાચવાનું કે રોષવાનું જ રહ્યું. હું એટલું તો અનુભવનું ભણતર ભણ્યો છું કે એક એક પગલું વિચારીને ભરીએ તો એનો સંતાપ કરવો ન પડે.'

'આમાં એવું થાય છે—થશે, એમ તમને લાગે છે?'

'મને એમ બરાબર લાગે છે. વીસ બાવીસ વર્ષ આપણે પરણ્યે થયાં. એમાં તું સદાયે મારાથી દૂર ને દૂર રહી છે. આ છેટું ભાંગત કે નહિ એ હું નથી કહી શકતો. પણ એવો પ્રયાસ નહિ કરવાને કારણે તું આજ મને નથી સમજતી, એવી સ્થિતિ તો ન જ રહેત.'

જીવશંકર થોડીવાર મૂક રહ્યા. લગ્નજીવનનો તમામ અસંતોષ એના મુખ ઉપર તરવરી રહ્યો. થોડીવાર ચૂપ રહીને એણે આગળ ચલાવ્યું.

'મારી વાત સાદી છે. મારા ખ્યાલો પણ સાદા છે. આદર્શ વિચારણાઓ, માનસ વગેરે શબ્દો મારી દુનિયામાં નથી. હું તો એમ સમજું છું કે જીંદગી એ તો બજાર છે. આગળ ચાલું તો એમ કહું કે જીવન એ શેરબજાર છે. એમાં સદાને સર્વદા ખોટનો ભય છે. લાભની મોટી આશા છે. ને શેરદલાલ જેમ શેરબજારમાં પોતાનો સમય વિતાવે છે, એમ માનવીએ આ દુનિયામાં પોતાનો કાળ વિતાવવાનો છે. દુનિયામાં બધે જ વિશ્વાસે વહાણ ચાલે છે. ઝૂકાવનારા ફાવે છે પણ આગળથી વિચાર કરનારા સરવાળે જીતે છે. લગ્ન એ ખાસ દૃષ્ટિએ ગંભીર બાબત છે. પરંતુ એનું ગાંભીર્ય મને તમે વિચારો છો એવું નથી લાગતું. હું સમજું

છું, મારો બાપ સમજતો હતો, એનો બાપ એની પહેલાં સમજતો હતો અને એના બાપ પણ એની યે પહેલાં સમજતા હતા, તેમ માણસ વિચારોને દાબી શકે છે. તરંગોને કબજે રાખી શકે છે, આદર્શથી દૂર દૂર સામે છેડે રહી શકે છે, પણ અન્ન અને વસ્ત્ર વગર નથી રહી શકતો. બે દિવસ વીચારો ન કરીએ તો ચાલે. બે દિવસ ચોપડી ન વાંચીએ તો ચાલે. પણ બે દિવસ ભૂખ્યા ન રહેવાય. બે દિવસ નવસ્ત્રા ન રહેવાય. પુરુષને મન લગ્ન જેના સિવાય નિભાવી શકાય એવી જરૂરતનો વિષય છે. સ્ત્રીને મન લગ્ન એ જીંદગીભરના નિર્વાહનો પ્રશ્ન છે. પુરુષ કમાય છે અને લગ્ન કરે છે. સ્ત્રીને લગ્ન કરે છે અને ખાય પીયે છે.'

હરબાળા આ તત્ત્વજ્ઞાન સાંભળી રહી. જીવશંકરની બીજી વાતો એને કબૂલ હોય કે ના હોય, પણ એની એક વાત તો ખોટી નહોતી જ. આજકાલ એ તો પ્રત્યક્ષ હકીકત હતી કે સ્ત્રી ગમે તેટલી ભણેલી હોય તોય હજી જાતે કમાતી થઈ નહોતી. એને ભરણપોષણને માટે તો પુરુષ ઉપર જ આધાર રાખવાનો હતો, પણ નીલમ જાતે કાંઈ નવો ચીલો પાડે તો ? નીલમ કાંઈ કમાય તો ?

'પણ નીલમ ક્યાંય જાતે કમાઈ લે અને એને પુરુષ ઉપર ભરણ–પોષણનો આધાર રાખવો પડે નહિ એવું થાય તો ?' હરબાળાએ પોતાનો વિચાર વ્યક્ત કર્યો.

જીવશંકર હસ્યા—એના ચહેરા ઉપર સ્મિત ફરકી ગયું. 'માફ કરજે. હું સ્ત્રી કેળવણીને, વિદ્યાલયને, નીલમને ઉતારી પાડવા નથી માગતો, પણ વિદ્યાલયમાં ભણેલી છોકરી શું

કમાઈ શકે ? મને કહીશ કે કમાણીના હરિફાઈના ક્ષેત્રમાં નીલમ ક્યાં સુધી ઉભી શકશે ?'

'કેમ આજકાલ કેટલીયે સ્ત્રીઓ શિક્ષિકાઓ છે, નર્સો છે–'

'બરાબર છે, પણ એમાંનો કેટલો ભાગ વિધવાનો છે અને કેટલો ભાગ જૂના વિચારનો છે ? એ જરા જોઈ લેજે. હું ભણ્યો નથી, મારા ધંધામાં મશગૂલ છું. પરંતુ મારે જોવાને, સમજવાને આંખો નથી એમ ન માનીશ. હું બધું જોઉં છું, જૂના રિવાજો જોઉં છું, નવા વિચારો સાંભળું છું ને મને તો લાગે છે કે આપણા બાપદાદા જે કાંઈ કરી ગયા છે એ તમામે તમામ રીતે આપણી રહેણી કરણી અને આચાર વિચારને બરાબર બંધબેસ્તું છે. તમે નવા વિચારવાળા સ્ત્રીને કમાણી કરવાની જરૂરત વિષે બહુ બોલો છો, પરંતુ કમાણીનું ક્ષેત્ર હરિફાઈનું છે, જનસમૂહની સંમતિમય છે એ તમે નથી જોતા. કમાણી કરવા જનાર બાઈ એ તલવારની ધાર ઉપર ચાલવાને તૈયાર હોય, લોકોના આચાર વિચારોને આંચકાઓ મારનારી ન હોય, લોકસમૂહની નજરે પવિત્ર ગણાય એવું જીવન ગાળનારી હોય તો જ એ ક્ષેત્રમાં નભી શકે છે. અથવા તો વેશ્યા જેવું જીવન ગાળવાને તૈયાર હોય તો ટકી શકે.'

જીવશંકરની આ વાત ક્યાંયે પોતાના બુદ્ધિપ્રદેશને સ્પર્શતી હરબાળાને ન લાગી. જીવશંકરના કથનમાં સત્યની કડવાશ હતી, અનુભવની તિખાશ હતી એમાં ના પાડી શકાય એવું ન હતું, પણ...પણ......આ લોઢાનાં પાંજરાના સળિયા ક્યાંય તોડાય એમ ન હતું ?

'હવે આવું જીવન ગાળવાને તૈયાર બનનાર સ્ત્રી જો બીજી કમાણી કરવા જાય તો લગ્ન શા માટે ન કરે? હજાર માણસો સાચવવા કરતા એક જ સાચવવો? ઉપરીઓની મહેરબાનીનો રોટલો ખાવા કરતાં ધર્મ અને શાસ્ત્રે આપેલા હકનો રોટલો ખાવો, ને સરકારી નોકરીથી યે વધારે સલામત રીતે રહેવું? ......હું અત્યાર સુધી તારી ભાષામાં જ વાત કરું છું. હું પોતે લગ્નને નોકરી સાથે નથી સરખાવતો. હું પોતે એમ માનું છું કે સંતતિની ઉત્પત્તિને અર્થે લગ્ન એ પવિત્ર વસ્તુ છે, ઉત્તમોત્તમ આર્ય સંસ્કાર છે. જે લગ્ન નથી કરતો એ પૂર્વજોનો દ્રોહી, ચોરીનું ધાન ખાનારો, વંશનો હત્યારો અને અનાર્ય છે.'

'આ બધાથી તમે કહેવા શું માગો છો?'

'હું કહેવા એમ માગું છું કે નીલમને માટે લગ્ન એ સંસ્કારની તેમ જરૂરતની વાત છે. નીલમને પરણાવી દેવી જોઈએ. પરણાવી દેવી હોય તો લગ્ન અંગેની જવાબદારી એ સમજતી થાય કે તરત જ પરણાવવી જોઈએ અને પરણાવવાની હોય તો અમથાલાલ જેવું સારું ઠેકાણું સર્વ રીતે બીજું કોઈ નહિ મળે.'

'પણ ઉમ્મરનો, અભ્યાસનો તફાવત જોશો કે નહિ?'

'અભ્યાસનો તફાવત શું? નીલમ અને એને બેસીને કાંઈ સભા ભરવાની નથી કે કાંઈ વાદવિવાદ નથી કરવાનો. નીલમ એના અભ્યાસમાં ભલે રહેવું હોય તો પરોવાઈ રહે. એ પોતે એના ધંધામાં ડૂબેલા રહે. ચાર ચોપડી ફાડી ન હોય એટલે માણસ અભણ થઈ ગયો? એના ધંધામાં એને પૂરી તાલીમ છે કે નહિ? ને આજકાલ તો તમે નવા વિચારના

પણ પ્રત્યેક જુવાનોને ધંધાદારી તાલીમ આપવી જોઈએ એમ જ કહો છો કે બીજું કાંઈ? એવી રીતે તમે કહો છો તેમ ધંધાદારી તાલીમ લેનાર જુવાન સાથે ભણેલી યુવતી લગ્ન કરી શકે ને અનુભવની શાળામાં ભણીને નિશાળમાં ભણેલાને પણ કાન પકડાવે એવા અનુભવીને તમે લગ્ન માટે નાલાયક કહો છો?'

'તમારી વાતો જ એટલી નિરાળી છે કે મારે તમારી સાથે ચર્ચા કરવાને કોઈ સામાન્ય ભૂમિકા નથી. નીલમની સંમતિની વાત નથી સંસ્કારની, સંસ્કારિતાની તાલીમની. મારી ને તમારી માન્યતાઓ તદ્દન જુદી છે, પરંતુ લગ્નમાં બેય માણસ હળી-મળીને રહે, કલ્લોલ કરે, એક બીજા પ્રત્યે મનદુઃખ ન રાખે, ને જિંદગીમાં રસ જાળવી રહે એ જરૂરનું ખરું કે નહિ?'

'જરૂરનું. પણ બેય માણસ પોતપોતાના ક્ષેત્રમાં સ્વતંત્ર હોય, એકબીજા સાથે કારણ વગરના વાદ ન કરે, એકબીજાના કામમાં દરમિયાનગીરી ન કરે તો ઝઘડાઓ થવાનો સંભવ જ ના રહે ને?'

'ઉમ્મરનો તફાવત?'

'ઉમ્મરની વાત તો બેધારી તલવાર છે. એમાં હું તો એમ પણ કહું છું કે મોટી ઉમ્મરનો વર હોય ને બાળ ઉમ્મરની વહૂ હોય તો આપણા અત્યારના સ્થિતિ સંયોગોમાં વધારેમાં વધારે સુખી જોડું બની શકે. પુરુષનું આધિપત્ય એવા સંયોગમાં પૂર્વસ્વીકાર પામેલું જ હોય છે. એટલે પછી એ સ્થાપવાની, એ સાબિત કરવાની એને જરૂરત નથી રહેતી. એક વાત તું ભૂલે છે કેમ એ મને નથી સમજાતું. ભણેલા

ભીંત ભૂલે છે એમ તું યે કાં તો ઉઘાડી આંખે જોવાની ના પાડે છે. પુરુષ એકલો કમાય છે ને સ્વભાવથી સરસાઈની વાંચ્છનાવાળો છે. સ્ત્રીને એની કમાણીમાંથી ખાવું છે ને સ્વભાવથી એ પરાશ્રયી છે. એટલે પુરુષ ભણેલો હોય તો યે પોતાનું ઊંચું પદ તો જાળવવા માગવાનો જ. ભણેલા અને અભણ બધા ય એવા. એટલે ભણેલા પુરુષો બહાર સ્ત્રી સ્વાતંત્ર્યની ગમે તેટલી મોટી વાતો કરે, પણ ઘરમાં તો એ ય માલિક જ બનવા માગે. આજ સુધી ભણેલાઓએ જેટલી પરણેતરોને છાંડી છે એટલી અભણો યે નથી છાંડી. હું તો અનુભવે વધારેમાં વધારે સલામત લગ્ન ભણેલી છોકરી માટે હોય તો અભણ વર સાથેનું જ માનું છું. ભણેલા બોલે કાંઈ ને વર્તે કાંઈ ને અભણ હોય એને બીજૂં કાંઈ નહિ, તો યે લોકાચારને લોકલાજનું તો બંધન ખરું ?'

'શું તમે આમ પ્રમાણિકપણે માનો છો ?'

'જો હું આમ પ્રમાણિકપણે માનતો ન હોત તો મારા ને તારા વચ્ચેના આટલા આટલા મતભેદો ને મનભેદો છતાં નિભાવી શક્યો હોત ખરો કે ?'

મર્મસ્થાનમાં આઘાત લાગ્યો હોય એમ હરબાળા થોડી-વાર ચૂપ થઈ રહી.

'ત્યારે તમને સર્વ રીતે આ સંબંધ બરાબર જ લાગે છે ખરું ને ? અને તમને વાજબી લાગેલી બાબતોમાં આજદિન તક મારા અભિપ્રાયની તમે પરવા કે કદર નથી કરી એમ આમાં પણ મારી પરવા કે કદર તમે નથી જ કરવાના ખરું ને ?'

'હું તારી વાત સાંભળવાની ના પાડતો હોઉં તો તારે મને કહેવું લાજમ છે. પણ તારી વાત મને ગળે જ ન ઉતરે ત્યારે મારે શું તું કહે એમ જ કરવું ?' જીવશંકરના અવાજમાં પહેલીવાર રોષની છાયા આવી: 'તું જ બધો વખત સાચી અને તારું જ કહેવું મારે કરવાનું હોય તો પછી ચર્ચા કે સલાહનો શો અર્થ છે ?'

હરબાળાના ચહેરા ઉપર શ્યામલતા છવાવા માંડી. એની આંખમાં અદીઠ આંસુ ભરાવા લાગ્યાં.

'નીલમ જેવી રાંક ને કહ્યાગરી છોકરીની ગરદન ઉપર તમે આમ છરી મૂકો છો......?'

'શું કહ્યું ? બોલવા ચાલવામાં શું હવે હદ સદંતર વટાવવી છે ?' જીવશંકરના ચહેરા ઉપર ક્રોધના કાળા લાલ રંગ પૂરાવા લાગ્યાં. એની આંખમાં સખ્તાઈની કઠોર જડતા આવી.

'મને ચૂપ ના કરો. મારા મોઢા ઉપર તમે ડૂચો મારશો નહિ.' હરબાળા આવેશથી જાણે ધ્રૂજી રહી: 'હું જાણું છું કે મારું કહ્યું તમે કરવાના નથી. હું જાણું છું કે ગમે તે કારણે પણ તમને નીલમના લગ્ન કરી નાંખવાની તીખી ઉતાવળ થઈ છે, પણ આજ તો હું બોલવાની છું. આ લગ્નની સામે બોલવાની છું. મને તમે મારો તો યે હું બોલવાની અને અને બોલવાની જ છું.'

'ભણેલી ખરી ધણી સામે તો બોલે જ ને ? ન બોલે તો ભણતરનો ઉપયોગ બીજો શો ?' જીવશંકરે કડવો કટાક્ષ કર્યો.

'અભણુમાં અભણુ વૈરીને પણુ નમૂનેદાર એવી સહન-શીલતા મેં આજદિનતક બતાવી છે. વીસ વીસ વર્ષના મૂક પરિતાપ આજે મને બોલવાનો અધિકાર બક્ષે છે અને હું બોલવાની છું. આજે તમે પવનને ચૂપ કરી શકશો, આજે તમે પાણીને થંભાવી શકશો, આજે તમે સૂર્યના ઉદયાસ્તને રોકી શકશો, પણુ મને ચૂપ નહિ કરી શકો. મારી વાત તમારે સાંભળવી જ પડશે. નીલમમાં હું મારી અપૂર્ણ રહેલી મનોકામનાનો પુનરાવતાર ઝંખતી હતી. નીલમમાં સુશિક્ષિત સ્ત્રીના સર્વોત્તમ વિશુદ્ધ સ્વરૂપને હું અવતારવા માગતી હતી. અભ્યાસ દરમિયાન મેં જે કોઈ સ્વપ્નાંઓ સેવ્યાં હતાં, અને જેને મારા માતા પિતાની સંકુચિત મનોદશાને કારણે મારે રુંધવાં પડ્યાં હતાં તેને હું સાકાર કરવા માગતી હતી. મારી બુદ્ધિગમ્ય કલ્પના અને કલ્પનાતિતિક્ષુ બુદ્ધિના રસાયણે હરબાળાની મારા અંતરમાં જે મનોમૂર્તિ ઘડી હતી એ મારે નીલમમાં પ્રતિમુદ્રિત કરવી હતી. આજે એ બધું ફના થાય છે. જે આશાએ મેં આ ગૃહજીવન સહનીય માન્યું હતું તે આશાઓ ભાંગી પડે છે. તમે આજે નીલમનાં લગ્નની નહિ પણુ મારું ખૂન કરવાની તજવીજ કરતા હોય એવી મને વ્યથા થાય છે.'

જીવશંકર અંકિત આંખે હરબાળાને જોઈ રહ્યો. એણે હરબાળાને આવા જાજવલ્યમાન સ્વરૂપે પૂર્વે કોઈ દિવસ જોઈ નહોતી. હરબાળાના દુબળા પાતળા દેહમાં કોઈ અજેય વિરાટ-તત્ત્વ એને સીંચાયેલું લાગ્યું.

'હું જાઉં છું. ફરી તમને એક શબ્દ નહિ કહું. પણુ

હું પોતે આમાં નથી સાથ આપવાની. નથી હાથ આવવાની. આને અંગે તમારે જે કાંઈ કરવું કારવવું હોય તે બધું તમારે ચાહે તેની પાસે જ કરાવી લેજો.'

વિષાદ, વંચના અને સ્વમાનની ખંડિત મૂર્તિની જેમ હરબાળા ત્યાંથી ચાલી ગઈ.

જીવશંકર ક્યાંય સુધી બારણા સામે મૂક ને મૂઢ જેવો તાકી રહ્યો. હરબાળાનો આવેશ ને ઉદ્વેગ એ ન જીરવી શક્યો હોય એવું બહાવરાપણું ક્ષણભર એના વદન ઉપર છવાયું. આખરે એ ફિક્કું હાસ્ય કરીને બોલ્યો :

'આવી સાયરધેલછાએ કાંઈ વ્યવહારનાં કામ ઊકલાય ખરાં કે?'

[ ૪ ]

સોમનાથ સાંજે ફરીને જ્યારે ઘેર આવ્યો ત્યારે જીવશંકર ઘરમાં નહોતા.

સોમનાથે પોતાની માતાને ઘણીએવાર ખિન્ન જોઈ હતી. ઘણીવાર એણે એના વદન ઉપર શોકની છાયા ઘેરાયલી જોઈ હતી. સદાકાળ એણે માતાના મુખના ખૂણા ખેંચાયલા ને આંખો ઊંડી વિષાદથી ભરેલી જોયાં હતાં. પરંતુ કોઈવાર એણે માતાને રડેલી જોઈ નહોતી. એટલે માતા રડેલી હોય એવો એનો ચહેરો જોઈને એને કુતૂહલભર્યું આશ્ચર્ય થયું.

'મા!' સોમનાથે પૂછ્યું: સદાએ પોતાની માતાને 'મોટી બહેન'ના નામથી સંબોધતો. માતાને શોક અને રુદ્દિષાની પ્રતિમા સમી જોઈને સોમનાથના મુખમાંથી સહસા 'મા' એવું સંબોધન નીકળી ગયું: 'મા! તું કેમ રડે છે?'

'હું શું કામ રહું ?' હરબાળાએ શુષ્ક હાસ્યાભિનય કરીને જવાબ આપ્યો : 'તને લાગે છે એમ ?'

'ના, તું કહે, ના કહે, પણ કાંઈક છે!' સોમનાથે ઉત્સુક આગ્રહ બતાવ્યો.

'તું તો ઘણે વખતે આવે છે એટલે તને લાગે. પણ બન્દાની સૂરત જ એવી છે.' હરબાળાએ જરા સ્મિત કરીને કહ્યું.

'મા! તું હસે છે ત્યારે જૂઠું હસે છે એમ દેખાય છે. તું મોઢેથી ના પાડે છે ત્યારે તારી આંખો જાણે હા પાડે છે. નક્કી કંઈક છે. મને કહે.'

હરબાળા થોડીવાર પુત્ર સામે જોઈ રહી. પુત્રની રેખાએ રેખામાં એને જીવશંકર હૂબહૂ પુનરાવતાર લેતો લાગ્યો. પણ શું એના હૃદયના કોઈક ખૂણામાં પણ, શું એના એકાદ રોમમાં પણ, શું એના હાડમાંસના એકાદ અણુમાં પણ, પોતાનો— હરબાળાનો જરા સરખોયે અંશ શું નહિ રહ્યો હોય? પોતાના રુધિરથી, પોતાના પિંડથી, પોતાના પયથી, પોતાની કાળજીથી, પોતાની માવજતથી, શેર માટીમાંથી જેને માનવી સર્જ્યો, એનામાં શું એકાદ બુન્દ પણ ક્યાંય નહિ હોય? પિતાના ચીલે ચાલે ચાલવાની બુદ્ધિ પુત્રમાં અવતરી હશે ? ક્યાંય ભાંગ-તોડ કરવાનો, મરદાનગી બતાવવાનો, નાફરમાન થવાનો, જુવાનીનો સાદ પડઘો પાડવા જેટલું યે પોલાણ નહિ જુએ ? નીલમની લગ્નની બાબતમાં પુત્ર પોતાનો પક્ષ નહિ લ્યે ? હરબાળાના અંતરમાં વિચાર પરંપર જાગી. પોતાની સ્વૈરતા

મારેની પુત્રની પ્રશ્નપરંપરામાં એને કાંઈ આશા દેખાઈ. હર-બાળાએ પુત્રને કસી જોવાનો વિચાર કર્યો.

'બેટા !'

જનનીના સાદ કે સ્મરણ જેવું દિવ્ય કરુણ સંગીત આ અવનિતલ ઉપર બીજું કોઇ હશે ?

પાછલી રાતે તમે ભૈરવીના સૂર સાંભળો. પ્રભાતે બિલા-વલની ગત સાંભળો. આકાશમાં આષાઢ વાદળ ખડક કે હાથિયો ગાજે ત્યારે મલ્હારના આલાપ સાંભળો. એ તમામની કર્ણમધુરતા જનનીના સૂરમાં જ્યારે જનનીતત્ત્વ ગહેકે છે ત્યારે નીરસ લાગે છે. આમ સોમનાથના હૃદયમાં ન સમજાય એવો ઊમળકો આવ્યો.

'બેટા !' હરબાળાએ કહ્યું: 'તારી વાત સાચી છે. હું રડી છું. મનને મોકળું મૂકીને રડી છું.'

'તું શા માટે રડે છે ? તને કોણ રડાવે છે ?'

'હું રડું છું દુર્ભાગ્ય ઉપર અને મને કોણ રડાવે છે એમ તું પૂછે છે ? એ જાણીને તું શું કરીશ ?'

સોમનાથના વદન ઉપર ઉર્મિલ આવેશ આવ્યો: 'મા તારી સામે કોઈ આંગળી ચીંધે તો આંગળી કાપી નાંખું. તારી સામે કોઈ આંખ ઉઠાવે તો આંખ ફોડી નાંખું.'

'બેટા !' માતાના અવાજમાં વત્સલ સંતોષ પૂરાયો: 'મને કોઇ બીજાએ નથી રડાવી. તારા બાપુજીએ રડાવી છે.'

માતા પુત્ર સામે જોઈ રહી. જરા પણ કાણું પડતાં રબ્બરનો ફૂલેલો ફુગ્ગો ચીમળાઈ જાય તેમ એણે પુત્રને એકદમ

ચીમળાઈ વળતાં જોયો. પુત્રના વદન ઉપર એણે ઉત્સુકતાને બદલે વિવશતા છવાતી જોઈ.

'બાપુજીએ?' પુત્રના અવાજમાં પ્રશ્ન હતો. આશ્ચર્ય હતું. પરંતુ આતુરતા ઓસરી ગઈ હતી. માતાને એ અવાજ છાતીમાં શૂળ જેવો ખૂંચ્યો.

'બેટા! તું જુવાન દીકરો છે મારો. નીલમનો તું જુવાન ભાઈ છો. તારા બાપુજીને તું એ શબ્દ કહી શકે એમ છો. તું તારા બાપુજીને નીલમના થનાર સંબંધ વિષે કાંઈ પણ ન કહી શકે?'

'શું કહું?' પુત્રના આ જવાબમાં માતાએ કહેવા જેવું કહેવાની તત્પરતાને બદલે ન કહેવાની મુરાદ કે ન કરી શકવાની લાચારી વાંચી. ઓહ! પુત્રની જુવાની કઈ બજારમાં લિલામ થઈ હતી?

'અમથાલાલ જેવા પહેલા ઘરની સંતતિવાળા ડોસા સાથે નીલમનો સંબંધ થાય અને તું હજી મને પૂછે કે હું શું કહું? તારા પિતાની સાથે બોલતાં મારે તો તને વારવો પડવો જોઈએ કે એને કાંઈક બે શબ્દો વિરોધના કહેવાને મારે તને ઉત્તેજવો જોઈએ.

'પણ મોટી બહેન! ચાલીસ વર્ષનો માણસ કાંઈ ડોસો ન કહેવાય!'

થઈ રહ્યું! માતાના સ્નેહનાં ને માતાની પૂજાનાં જાદુ ઓસરી ગયાં. સોમનાથના હૃદયમાં હરબાળા 'મા' ગળી ગઈ હતી ને 'મોટી બહેન' થઈ ગઈ હતી.

અંદર ઊભરાતાં આંસુને પ્રયાસે દબાવીને હરબાળાએ સોમનાથને કહ્યું :

'ભાઈ! તને તારી બહેનનું એટલું અભિમાન નથી કે અમથાલાલ જેવા એક કેવળ શ્રીમંત માણસને ગળે બંધાતાં તું એને રોકી શકતો નથી? શ્રીમંતો જેમ પૈસા ખરચીને બજારમાંથી ઘોડા, ગાય, બળદ, કે બજારુ નારી ખરીદે એમ પૈસાના તેજથી તારી બહેનને ઉઠાવી જાય એનોએ તને રંજ નથી :'

'પૈસાના તેજથી કેમ? નીલમના ક્યાં પૈસા લેવા છે? બાપુજીએ નીલમના પૈસા કાંઈ થોડા લીધા છે?' સોમનાથમાં માતાના તર્કશાસ્ત્રને પહોંચવાની બુદ્ધિ જ નહોતી. માતાની વાતને એણે પોતાની રીતે સમજીને એનો જવાબ આપ્યો.

માતાને અત્યંત વ્યથા સાથે સમજાયું કે, પુત્રને સમજાવવા હશે તો એણે પુત્રની બુદ્ધિની ભૂમિકા ઉપર ઊતરવું પડશે. પુત્રની બુદ્ધિની ભૂમિકાની એને જેમ જેમ વાકેફગારી મળતી જતી હતી તેમ તેમ એને સમજાવવાની પોતાની શક્તિમાંથી એની શ્રદ્ધા ખૂટતી હતી. કોઈ થાકેલો માણસ છેલ્લો પ્રયાસ કરતો હોય એવી રીતે એણે કહ્યું :

'તું કહે છે એ સ્વરૂપમાં હું પૈસાની વાત તો નહોતી કરતી. છતાં પણ તું કહે છે એવા સ્વરૂપમાં યે પૈસાની વારફેર નથી થઈ એમ પણ તારે માનવાની જરૂર નથી. અમથાલાલ તારા બાપુ સામે પૈસા માગે છે, એ હું જાણું છું. માત્ર તારો બાપ નીલમને એ લેણાના હપ્તા પેટે આપે છે કે પઠાણના વ્યાજની જેમ મૂળ રકમ ઊભી રાખીને આપે છે એ હું નથી જાણતી.'

જીવશંકર પાસે અમથાલાલનું લેણું હતું કે નહિ એની સોમનાથને ખાસ ખબર નહોતી, પણ લેણું હોય કે ન હોય, પુરુષોના એવા વ્યવહારમાં ઘરની સ્ત્રીઓએ માથું મારવું જોઈએ નહિ એમ જે જીવશંકર પણ માનતો હતો તેમ સોમનાથ પણ માનતો દેખાયો :

'એ તો વહેવારની વાત છે. ને એવો વહેવાર તો આવા સગપણથી વધે. એને ને લગ્નને સીધો સંબંધ હોય એમ માનવામાં તારી ભૂલ છે! સંબંધ હોય, આબરૂ હોય તો કોઇ માણસ પૈસા ધીરે, ને સામે પક્ષે પણ સંબંધ રાખવાની ભાવના હોય, ખાનદાની હોય, આબરૂ હોય, એવો સંબંધ વધારવા સગપણ થાય.'

'સા...રું...' હરબાળાએ તલમાં તેલનો અભાવ જોયો. આ નાના તલને પણ એણે ઘાણીમાં પીસાઇને ખાખ જેવો બની ગયેલો પારખ્યો.

'તું નકામો બળાપો કરે છે. બાકી નીલમના જેવું નસીબદાર કોઈ ન ગણાય. તને કેમ આ વાત નથી સમજાતી એજ મને અચરજ લાગે છે. આવો સારો સંબંધ બીજા કોનો થાય છે આજકાલ ?'

'સાચું છે.' હરબાળાએ વાત પડતી મૂકવાની ઢબે કહ્યું.

[ ૫ ]

'બેટા નીલમ! હરબાળાએ એક દિવસે એકાન્તનો લાભ લઇને પોતાની પુત્રીને માથે હાથ ફેરવતાં કહ્યું: 'હું તને એક વાત પૂછું છું. સાચો જવાબ આપીશ ?'

'મોટી બહેન! તારાથી મેં કોઈ દિવસ કાંઈ છૂપાવ્યું નથી.'

'તને તારો થનારો સંબંધ ગમે છે?'

નીલમ મૂક થઈ ગઈ. એણે આ પ્રશ્નની આપેક્ષા નહોતી રાખી. આ વિષય પરત્વે એણે છૂપી અછૂપી વેદના સેવી હોય તો યે એણે માતા તરફથી આવા સીધા સવાલની જરા યે આશા રાખી હોય એમ એના તાજુબીભર્યા મૌન ઉપરથી નહોતું દેખાતું.

'તું કેમ જવાબ નથી દેતી?' હરબાળાએ ફરીને પૂછ્યું.

નીલમને જવાબ દેવાની જરૂરત દેખાઈ. એણે જવાબ આપ્યો: 'તેં ને બાપુજીએ જે કાંઈ કર્યું હશે એ સરવાળે મારું હિત સાધનારું જ હશે!'

હરબાળાએ નીલમને ગોદમાં લીધી: 'એ તો તારું કહ્યાગરાપણું બતાવે છે, પણ તારો પોતાનો મનોભાવ શું છે એ તો તું મને કહે.

'મારો મનોભાવ તો શું હોય? આવા સવાલમાં હું નાને મોંએ મોટી વાત કેમ કરું?'

'એમ નહિ. મારે તો તારી પાસેથી સીધો જવાબ જોઈએ છે. તું સીધો જવાબ નથી દેતી, સંકોચ કોનો રાખે છે? શા માટે રાખે છે? તારા દિલની વાત તું મને તારી માતાને નહિ કહે તો કોને કહીશ?'

નીલમ ચૂપ રહી. એક શબ્દ એ જવાબમાં ન બોલી. એના વદન ઉપર હરબાળાએ ધીમે ધીમે અસહાયતાના ઓળા ઉતરતા જોયા. સંધ્યા જાણે રાતના રંગમાં ડૂબતી હોય એવી ઝાંખપ નીલમના મુખ ઉપર છવાતી હરબાળાએ જોઈ. નિરૂત્તર

નીલમનું એ મુખદર્શન હરબાળાને છાતીમાં ખંજરના જખમ જેવી વેદના કરનારું થઈ પડયું. નીલમને છાતી સરસી દબાવી દેવાનું, પોતાના દેહની સાથે ભીંસી ભીંસીને એના કલેવરનો રોટલો કરી નાંખવાની આર્તિ હરબાળાને થઈ આવી. અસહાય માતા જ્યારે પુત્રીની અસહાયતાનો વિચાર કરે છે, ત્યારે માનવીની સહનશક્તિના અતલ ઊંડાણુનો પણ જાણે તાગ લેવાઈ જાય છે.

'બેટા! હું સાચું કહું છું. ખોટું જરા યે નથી કહેતી. તારા થનારા લગ્નમાં નથી મારો સાથ કે નથી મારી અનુમતિ. તારા પિતાએ એકલાએ યોજેલી એ વસ્તુ છે. હું તો તને મારાથી થઈ શકે એટલી મદદ કરવાની ઇચ્છા ધરાવું છું.'

નીલમ હોઠ શોષતી માતા સામે જોઈ રહી. માતાના વદન ઉપર એણે ઉત્સુકતાભર્યો વિષાદ અને આતુર અસહાયતા છવાયેલાં જોયાં. એના હૃદયમાં સૂઈ રહેલી કેટલીક વાતો જાગવા માંડતી હોય એમ એની આંખના તેજમાં ભિનાશ પૂરાવા લાગી. તૃષાતુર નજરે એ માતા સામે જોઈ રહી.

હરબાળાએ એ ચહેરો જોયો. એ સમજી.

'નીલમ! તારી આંખો મને જવાબ દે છે. તારું મૌન મને જવાબ દે છે. તું એમ કર. તારા પિતાને જઈને કહે.'

પિતાનો ઉલ્લેખ થયેલો જોઈ નીલમ ચમકી: 'ત...મે... કહી...જુઓ ને ?'

'નીલુ બેટા! મેં શું તારા પિતાને કહ્યું નહિ હોય એમ માને છે ? પણ એની નજર આખી નિરાળી છે. વ્યવહાર,

લોકાચાર, ખાનદાની, આબરૂ વગેરેના કાંપમાં આપણાં મૂળિયાં ને દેહ દટાયાં હોય છે. આપણે સ્ત્રીજાત એ બદબદતા કાદવમાં ઉપર ઉપરથી કમલના ફૂલ જેવાં દેખાઈએ. આપણા શરીરને, આપણી સ્થિતિને કેવો ને કેટલો ચીકટ કાંપ જકડી રાખે છે એ જોવાની કોઈને કાળજી નથી. તારા પિતાને પણ નથી. એની નજર એ કાંપની બહાર જવાની નથી. સિંહ પણ લાંબો કાળ પીંજરામાં પૂરાયેલો રહે તો એને પછી જંગલનું જીવન જોખમી લાગે. માનવી પણ લાંબો કાળ લોઢાના કે સોનાનાં પીંજરમાં પૂરાયેલો રહે તો પીંજર બહારની આલમ એને અસ્વાભાવિક ને અવાસ્તવિક લાગે. તારા પિતાનું પણ એમ છે. લોકાચાર ને લોકવિચારના પીંજર બહાર રહેનારાઓ એને મન ઉચ્છૃંખલ, અવિચારી, અવ્યવહારિક અને શાણપણ રહિત છે. એને મારી વાત નથી સમજાતી, પણ તું કહે. તારા હિતને ખાતર એ આ બધું કરે છે, અને તું જ જો એને કહે કે એમાં તું હિત નહિ પણ અહિત જુએ છે તો એ પોતાનો વિચાર બદલાવશે. '

પિતાને વાત કરવાની, એની સમક્ષ પોતાની નાપસંદગી બતાવવાની નીલમમાં હામ ન હોય એવી મૂંઝવણ અને નહાનમભરી કિંકર્તવ્યમૂઢતા નીલમના સુકુમાર ને એકવડા ઉંચા કદને જાણે વામણું બનાવી દઈ રહી. એનામાં હામ પૂરવાને મથતી હોય એવા સમજાવટભર્યા અવાજે હરબાળાએ નીલમને માથે હાથ ફેરવતાં કહેવા માંડ્યું:

' બેટા ! હું ભણી હતી, પણ મારા ભણતરને ઉજાળી શકી નહિ. કેમકે મારામાં હામ નહોતી. તું ભણી છો, ભણે છે. તું

તારી તાલીમને દીપાવ. મારી રૂંધાયેલી આશાઓ, મારા વિખરાયેલાં સ્વપ્નોને તું સાકાર કર.'

'બાપુજીની પાસે એક અક્ષર બોલું તો મને બાપુજી પીંખી નાંખે.'

'બેટા!' હરબાળાએ કહ્યું: 'તેં રામાયણ વાંચ્યું છે અને તેં મહાભારત પણ વાંચ્યું છે. એમાં તને કાંઈ સમજાયું છે?'

નીલમને વિષયાન્તર સમો લાગતો આ સવાલ સમજાયો નહિ.

'બેટા! રામાયણ અને મહાભારત એ બે જુદા જુદા યુગમાં બનેલી પણ એક જ પ્રકારની કથા છે. એ તું જાણે છે?'

મૂંઝવણના ભાર નીચે દબાયેલી બુદ્ધિ સળવળી: 'રામાયણ ને મહાભારતની કથા એક જ છે?'

'તું જ જો ને. રામ અને લક્ષ્મણ, અને પાંડવો તેજસ્વી પિતાના સંતાનો. બન્નેને પોતાના વાજબી દરજ્જા અને અધિકારની પ્રાપ્તિ પહેલાં બાર વર્ષનો વનવાસ. બન્નેની સ્ત્રીઓનાં વનવાસ દરમિયાન હરણ. બન્નેને વનવાસ દરમિયાન જંગલના વાસીઓની દોસ્તી. બન્નેને ખેડવા પડેલા મહાજંગો. હું તો તને મુખ્ય મુખ્ય બાબતો કહી બતાવું છું. પરંતુ તું આખી યે કથાને વિચારી જોઈશ તો અનેક બીજી વિગતોમાં અનેક બીજા સહાયકોમાં પણ સામ્ય જણાશે. વિશ્વામિત્ર અને કૃષ્ણ, પરશુરામ અને બલરામ, હનુમાન અને ઘટોત્કચ, વિભીષણ અને વિદૂર, અંગદ અને સાત્યકી, રાવણ અને દુર્યોધન, દશરથ અને પાંડુ, ઈન્દ્રજીત અને અશ્વથામા,–રામાયણ અને મહાભારતનાં પાત્રો વચ્ચે પણ કેટલું સામ્ય છે? અંગદવિષ્ટિ

અને કૃષ્ણવિષ્ટિ, મંદોદરીનો ઉપદેશ અને ગાંધારીનો બોધ,–કેટ કેટલાયે પ્રસંગોમાં તને વિચાર કરતાં ખૂબ સામ્ય લાગશે. છતાં રામાયણ અને મહાભારત બે એક નથી. અનોખાં લાગે છે, એનું કારણ તને સમજાય છે ?'

'ના.' નીલમે જવાબ આપ્યો. એને વાતનો દોર સમજાયો ન હતો.

'રામાયણ અને મહાભારત બે જુદાં લાગે છે, એનું કારણ બેટા !' હરખાબાળાના સૂરમાં કોઈ ગયબી મહત્ત્વાકાંક્ષા રણકી ઊઠી. 'એનું કારણ બેટા ! એક જ છે કે સીતા અને દ્રૌપદીમાં આસ્માન જમીનનો તફાવત છે. રામાયણ અને મહાભારતનાં સ્ત્રી પાત્રોમાં એવા જ પ્રકારનો નાનો મોટો તફાવત છે.'

નીલમે ઘણીવાર રામાયણ ને મહાભારતની વાતો વાંચી હતી અને સાંભળી હતી. પરંતુ આ રીતે વિચારી જોઈ નહોતી.

'બન્ને મહાકાવ્યોમાંથી સ્ત્રી પાત્રો ઉઠાવી લ્યો. બન્ને એક જ કથા કહે છે. બન્નેમાં સ્ત્રી પાત્રો પલટાવી નાંખો, બન્નેની કાયા પલટાઈ જાય છે. કૌશલ્યા ને કુંતી બેય માતા છે. વહાલસોયી માતા છે. છતાં બન્ને જુદી છે. લક્ષ્મણની સ્ત્રી ઉર્મીલા ને અર્જુનની સ્ત્રી સુભદ્રા બન્ને ઉપેક્ષિત પાત્રો છે, પણ બન્ને જુદાં છે. સીતા ને દ્રૌપદી બન્ને એક જ પ્રકારની અગ્નિ પરીક્ષામાંથી પસાર થાય છે છતાં બન્ને જુદાં છે. સીતા અને દ્રૌપદી બન્ને કોરી કિતાબ સમાં અજાણ

માબાપની ત્યક્તા પુત્રીઓ. તે બન્નેને એમના યુગ અનુસાર તાલીમ મળી. બન્નેના સ્વયંવર પિતાએ નક્કી કરેલી કસોટી-માંથી પાર ઉતરે એને એ બે કન્યાઓ પરણાવવાની. એ પરત્વે સીતાને કશો જ અભિપ્રાય આપવાનો નથી. દ્રૌપદી નિર્ભય અભિપ્રાય જાહેર કરે છે. બન્ને વનવાસ જાય છે. વનવાસમાં એક લાડ કરે છે. દિયરની નેકી ઉપર વહેમ લાવે છે. એ ઘરરખ્ખુ ગૃહિણી છે. એ સતિ છે. એને એનાં પોતાનાં સતીત્વની જેટલી ચિન્તા છે એટલી બીજી કોઈ બાબતની નથી. બીજી વનવાસમાં પોતાના આપ્તજન અને પતિ ખાતર પારકી સેવા પણ સહર્ષ ઉઠાવે છે. બન્નેનાં હરણ થાય છે. એક બહાવરી બને છે, બૂમો પાડે છે, રસ્તામાં અલંકારો વેરે છે, પતિને પોતાની ભાળ મળતી રહે એની એક માત્ર કાળજી રાખે છે. બીજી નિર્ભય સ્વસ્થતાથી જયદ્રથના રથમાં બેસે છે. એ અલંકારો વેરતી નથી. બૂમો પાડતી નથી. ‘ મારા પતિ તારો જાન લેશે એવી મને શ્રદ્ધા છે.’ એટલા જ શબ્દ માત્રથી એ હરણ કરનારને થથરાવી શકે છે. એક હનુમાન અને લક્ષ્મણથી યે પોતાના સતીત્વની રક્ષા કરવાની ભાવના ધરાવે છે, બીજી પોતાના ઓજસથી ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર જેવાને પણ નીચું જોવરાવે છે. એક શુદ્ધ સતી છે. બીજી શુદ્ધ નારી છે. એક જ સંસ્કૃતિનાં બે જુદા જુદા યુગનાં એ બે સર્જનો છે. જે યુગમાં સતીત્વની ભાવના ખીલી છે, વંશની રક્ષા અને વંશની વૃદ્ધિ એક યુગમાં સર્વોપરિ મનાતી હતી, સ્ત્રી એ પુરુષની માલિકીની વસ્તુ છે અને પુરુષ એનું ચાહે સો કરી શકે છે, છતાં સ્ત્રીએ તો પુરુષને વફાદાર જ રહેવું જોઈએ એવી માન્યતાના યુગની પેદાશ સતી સીતા છે.

નારી સ્વાતંત્ર્ય અને લગ્નમાં સખાભાવની માન્યતાના યુગની નિષ્પત્તિ દ્રૌપદી છે. બેટા ! અનેક આકાંક્ષાઓ મારામાં અભરે ભરી છતાં મારું જીવન સતી સીતા જેવું ગયું છે. પરંતુ તું દ્રૌપદી જેવી થા એ મારી મનોકામના હતી. પિતાની પસંદગી તને નામંજુર હોય તો તું બેલાશક તારા પિતાને કહી શકે છે કે ' હું એને વરવાની નથી. '

નીલમ પોતાની માતા સામે જોઈ રહી. એની આંખમાં એણે અનલ સળગતો જોયો. એના ચહેરાને દેદીપ્યમાન બનેલો જોયો.

નીલમનું હૃદય ધબકતું હતું. એ ચૂપ રહી.

' ત્યારે બેટા મારે એમ જ સમજવાનું રહ્યું ને કે તને આ લગ્ન ગમે છે ? '

નિઃશબ્દ નીલમે મસ્તક ધૂણાવ્યું.

' મારી અનુભવની કિતાબમાંથી તું એકાદ પાનું તો ફાડ. મને મારું લગ્ન ગમતું નહોતું, પરંતુ મારામાં એનો વિરોધ કરવાની હામ નહોતી. લાડ પામ્યા સિવાય, કોઈનું રમકડું બન્યા સિવાય દુનિયામાં એકલા રહેવાનો મને ભય હતો. ભીતરમાં લાવા જલવા છતાં હું ચૂપ રહી. ને...ને. ' પોતાના પત્ની જીવનનો સાર પુત્રીને ચેતવણીરૂપે કહેવાનું વિષ–પાન કરતી માતાએ કહ્યું : ' ને...ને. તને વિશેષ શું કહું ? મેં એમાં સાર નથી કાઢ્યો. અમારા સમયમાં સ્ત્રી કેળવણી એવી હતી. રોજરોજ એક જ પ્રકારના ભોજનથી કંટાળેલા માણસને

વીશીનું તમતમતું મસાલાદાર ભોજન માફક આવે તેમ—મસાલાદાર ને સ્વાદુ સ્ત્રીઓને પુરુષની થાળીમાં પીરસવાની વીશી હતી—અમારા યુગની સ્ત્રી કેળવણી. તું જુદી થા. અમારા કરતાં તને જુદી તાલીમ મળી હોય, તમારી તાલીમ તમને હીંમતવાન બનાવતી હોય, પહાડો ચડવાની, જંગલો ખુંદવાની હામ આપતી હોય તો તું અત્યારે તેનો પરિચય મને આપ.'

નીલમ પોતાના નખથી જમીન ખોતરતી હતી. એની આંખો વહીલી પડી ગઈ હતી: 'નીલમ! એક વાત મને સાચી કહે. તને આ લગ્ન રોચક છે? વાડી અને ગાડીએ તારું દિલ લોભાયું છે?'

નીલમે મહાપ્રયાસે જવાબ આપ્યો: 'ના. પણ બાપુજીને હું કેમ કહી શકું? તારું માન્યું નહિ એ મારું કેમ માનશે?'

'છોડી!' હરબાળાના વદન ઉપર કોઈ અવ્યક્ત તેજ ઝળહળી રહ્યું: 'તારા બાપુજીને તું કહી શકતી નથી. એટલી તારામાં હામ નથી. તું કોઈ બીજા જુવાનને સાચા દિલથી ચાહે છે?'

માતાના આ તરંગી લાગતા સીધા સવાલથી નીલમ ભડકી.

'છોકરી! તું માનીશ. તું મને ગાંડી માનીશ. પણ તું જાણે છે કે વીસ વર્ષનો આ ઉજ્જડ રણનો વાસ મેં કેવી મહત્ત્વાકાંક્ષાઓ ને મુરાદોની કલ્પનાસૃષ્ટિ ઉભી કરીને ગાળ્યો છે? જે હરબાળા અર્ધદગ્ધ અને જુનવાણી ઉપર નવા ઓપ ચડાવતી તાલીમે પેદા કરી હતી, એનું જીવન તો ગયું. પરંતુ જે હરબાળા એની કલ્પનાના ઊદરમાં પ્રસવતી હતી, એનો

તારામાં પુનરાવતાર કરાવવાની મારી તિતિક્ષા હતી. હું સીતા હતી. ને દ્રોપદીની માતા થવા જંખતી હતી. હું તને પૂછું છું તારી માતા તરીકે નહિ, પરંતુ સખી તરીકે, શ્રેયસ્યવાંચ્છુ તરીકે કે તું કોઇને સાચા જીગરથી ઇચ્છે છે ?'

નીલમની આખમાં આંસુ આવ્યાં. એની માતા એને ભીતર-માં લાવાભર્યા ખૂઝાયેલા જ્વાલામુખી જેવી દેખાઇ. આ જ સુધી ગરવીને સદા વિષાદભરી માતા એને મીણબત્તીની માફક પોતાની કાયાને આશાની જ્યોતથી જલાવીને ખાક કરનારી દેખાઈ.

'નીલમ! હીરા માણેક ને વૈભવનો ભાર એટલો છે, કે જીવનના રણની રેતીમાં કોઈ યે પુરુષની સાથ પગ નથી મંડાઇ શકતા. આદર્શની પાંખો એટલી તો સાબૂત છે, કે ડુંગરોનાં કઠણમાં કઠણ ચડાણો પણ ગમે તેવા પુરુષોનો હાથ ઝાલીને આસાન બને છે. તું જા. તારા દિલના એ સ્વામી પાસે જા. એ જે હોય તે. હું નથી જાણવા માગતી. તું સાચી હોઇશ, એ સાચો હશે, અંતરમાં જુવાનીનો અનળ પ્રજળતો હશે, તો જ્યાં તેં તારું દિલ સોંપ્યું છે, ત્યાં તું જીવનનો સાદ સાંભળી શકીશ. તારા પિતાની આંખ સાથે આંખ મિલાવવાની તારામાં હામ ન હોય તો ભલે. તારા સ્નેહી સાથે હૃદય મિલાવ-વાની તારામાં હામ હોય, જીજીવિષાના સાગરનાં મોજાં તારામાં ગર્જતાં હોય, વિત્રત્સા તારામાં આરોહનું શૂલ કરતી હોય, તો તું જા. જેને તેં દિલ સમર્પ્યું છે એની પાસે જીવન-ની ભિક્ષા માગ. શુદ્ધ જીજીવિષા જગતનો સામનો પણ કરવા સમર્થ છે. તો તારા પિતા તે કોણ માત્ર ? તું જા અને હું

તારી માતા, તને આશિષ આપું છું કે તારો પંથ મુબારક હો. એ રાહે કાંટા હશે તો હું મારો સંસાર ખાક કરીને તને સાથ આપીશ.'

નીલમ જમીન ઉપર જડાયેલી આંખ ઉંચી ન કરી શકી. એના દિલમાં કાંઈક જાગવા, કાંઈક જલવા, કાંઈક ચેતવા માંડયું હતું.

—ને એણે એની માતાને ત્યાંથી ઊઠીને અંદરના ઓરડામાં ચાલી જતી જોઈ.

નીલમને પોતાની માતા ન સમજાઈ, એની વાતો આછી આછી સમજાઈ. નીલમને પોતાનું દિલ ન સમજાયું. એમાં ફૂટવા માંડેલી કુંપળો આછી આછી સમજાઈ, ને તાલીમ પામતી, નીલમ કોરી કિતાબ સમી માતાપિતાના ફંટાતા જુદા જુદા જીવનપંથોના સંગમ—નાકા ઉપર ઉભી. કયે રસ્તે એ જાય? એણે કયાં જવું જોઇએ? સાચું શું તાલીમ કે ફરમાનપોશી? આકાંક્ષા કે રૂઢિ? જીવનની ભૂખ કે વૈભવનો શોખ? અનુજોની આસક્તિ કે પૂર્વજોની ભક્તિ?

સોળ સત્તર વર્ષની બાળા સમક્ષ આવા પ્રશ્નો ઉભા થયા હતા. એણે વિચારવાના હતા.

—ને બહારના જગતમાં એના વિવાહના સમાચાર ગાજતા, પડઘા પાડતા, ફેલાતા હતા.

# પરિણીતા

**નીલમના** લગ્નની તિથિ મુકરર થઈ ગઈ. પ્રાથમિક વિધિઓ તમામ ખતમ થઈ ગઈ. એક દિવસે એક ઘણો જ વૃદ્ધ અને વધેલી હજામતવાળો ને ટૂંકા ધોતિયાવાળો, ઉઘાડા અંગવાળો ને માથે ટોપી પહેરેલો બ્રાહ્મણ આવ્યો. એણે કાંઈક માંગ્યું ને કાંઈક એ બોલ્યો. આંગણાના એક ખૂણામાં એણે ગેરૂથી લાલ રંગેલો લાકડાનો ટૂકડો નાખ્યો. એકઠી થયેલી નારીઓએ ગીત ગાયાં ને ઘરની નોકરાણીએ ખારેક વહેંચી.

માંડવો એ રીતે રોપાયો.

કોઈકે કહ્યું: 'જીવશંકરભાઈને પણ પૂરી ઉપાધિ. આવી એકની એક દીકરીના બરાબર લગ્નની વેળાએ બિચારાની બૈરી બિમાર પડીઃ માના યે ભોગ કે એકની એક છોકરીના લગ્નનો લહાવો એ ન માણી શકી!'

નીલમ એક ખૂણામાં બેઠી બેઠી એ સાંભળી રહી હતી. મનમાં સમસમી રહી હતી. એની માતાએ ઘરના

[૧]

સૌથી છેલ્લા ઓરડામાં ઢાળેલા ખાટલાનો મર્મ એ સમજતી હતી, ને એનું અંતર રડતું હતું.

એને એની માતાની વેદના ખૂંચતી હતી. માતાની મહત્ત્વાકાંક્ષા જેમ જેમ એ અંતરમાં પીતી જતી હતી, તેમ તેમ કેટલાક અસૂઝ તત્ત્વો એનામાં જાગતાં હતાં.

માતાની તિતિક્ષાના તણખાથી જ્યાં સુધી પ્રજળ્યો નહોતો ત્યાં સુધી એના હૃદયમાં આટલો દાવાનળ ધીકતો હતો એનો નીલમને ખ્યાલ પણ નહોતો.

ઊંચા ઊંચા ડુંગર ઊપર કુંજનિકુંજ વચ્ચેથી પગદંડી વહી જતી હોય એવી આશાની વાટ એના હૃદયમાં સંકોરાયેલી ભરેલી જાણે નવેસરથી ઉઘડતી હતી, અણખેડયા પ્રદેશનાં મુસાફરને જેમ અનાદિકાળથી મોજૂદ વનસૌન્દર્યનાં પ્રથમ દર્શન થાય એમ એના હૃદયમાં રહેલી કેટલીક ભાવનાઓ પહેલીવાર એને મૂર્ત સ્વરૂપમાં દેખાઈ.

ખૂણામાં બેઠી બેઠી એ પોતાની ભીતરમાં આંખ પરોવીને બેઠી હતી. આસપાસ બનતા બનાવો પ્રત્યે એ તદ્દન બેપરવા હતી. એની આંખો અંદર ઊતરી ગઈ હતી. એની આંખો જાણે એની પ્રજ્ઞા સાથે એકરાર થઈ.

કાળ જાણે હજારો વર્ષ પાછો ફરી ગયો ને એણે દ્રોપદીને —સુકુમાર સોળ, કેવળ સોળ—વર્ષની નવસુંદરીને ભરસભામાં ઊભેલી જોઈ.

એને કોણે તાલીમ આપી હતી? એને કેવી તાલીમ મળી હતી? અનનુભૂત સ્વાયત્ત સ્વમાનનું—આપ ઓળખનું—ઓજસ એના વદન ઊપર કઈ તાલીમે પૂર્યું હશે?

અને આવી કન્યાને લગ્નની બજારમાં સદેહે ઊભી કરનાર પિતા શું પુત્રીને ઓળખતો નહિ હોય? આવી પુત્રીને પિતા પણ પોતાની પુત્રીને ઓળખતો નથી? શું કોઈ પિતા પોતાની પુત્રીને ઓળખે છે?

'હું એ સૂતપુત્રને નહિ પરણું.' એ બોલે છે. ને વિશાળ અંગદેશનો રાજા કર્ણ શુષ્ક હાસ્ય કરીને નીચે બેસી જાય છે.

એ રાજાઓનો પરણતી નથી. એ મદઝરતા માંધાતાઓની સામે જોતી નથી. એ લક્ષ્મીમહોર્યા વૈભવની પરવા કરતી નથી. એને કોઇની પરવા નથી. કોઈની ચિન્તા નથી. દિલની ઓળખાણ માત્ર એને જોઇએ છીએ. હૃદયની ગવાહી માત્ર એને જોઇએ છે. વનવાસી પાંડવોમાં એને એ સાંપડે છે. એ ભિખારી છે. રસ્તાના રઝળનારા છે. જંગલમાં વાસ કરનારા છે. ભલે હો. એ અર્જુનનો હાથ કબૂલ રાખે છે. આખી લગ્ન બજાર ખળભળે છે. આવું રમવા જેવું મગનનું રમકડું એ ભિખારીને ઘેર! રાજાઓ હથિયાર પકડે છે. શ્રીમંતો લક્ષ્મીના પથારા કરે છે. અર્જુન નિર્ભય છે. પણ એથી યે સવિશેષ નિર્ભય તો દ્રૌપદી છે.

વનના વાસ, સમયના પલટા, ભરસભામાં ચીરહરણ...... અને......અને......

વેણી સંહાર!

મહાકાળ હજારો વર્ષનો અંતરપટ જાણે હરણફાળે કૂદાવી ગયો. ને તરવરી રહેલી કલ્પના જાણે એ હસ્તિનાપુરના દરબારમાં જઈ ઊભી.

ભીષ્મ બેઠા છે, જર્જરિત બ્રહ્મચર્યના વૃદ્ધાવતાર સમા. ધૃતરાષ્ટ્ર બેઠા છે, પુત્રના અવગુણના અંધ આચ્છાદન સમા. દ્રોણ બેઠા છે, પગલે પગલે પોતાના લોહીમાં સીંચાયેલા નીમક-ના બુન્દબુન્દને શોધતા દેખાતા. પાંચ પાંડવો બેઠા છે, દાસ બનેલા. દુર્યોધન બેઠો છે. સત્તાની મગરૂબી શો. ને દુઃશાસન પણ ત્યાં છે, સત્તાના છાકે છકેલો. કોઈ સતી લાજ કાઢીને થરથરતી ચાલે એવું બધું ત્યાં છે. મુરબ્બીઓ, વડીલો, પતિ, સત્તા, અભિમાન, ધાક, જીવનમાં પગલે પગલે નારીને જેનો સામનો કરવો પડે છે એવું બધું ત્યાં છે.

તે એવી સભામાં એક માત્ર નારી ઉભી છે. એ નારી દ્રૌપદી છે.

એનું સતીત્વ આળું નથી. કાચની કોઠી જેવું વહેમીલું નથી. કુસુમની માફક ચીમળાઈ જાય એવું નથી. એની દલીલોનો કોઈ જવાબ નથી આપી શકતું. એના તેજને કોઈ જીરવી શકતું નથી.

ને વામણો જેમ મહત્તાને જીરવી ન શકતાં ખંડિત કરવા માગે તેમ દુઃશાશન નારીત્વના તેજથી અંધ બનીને પતંગ જેમ આગમાં ઝંપલાવે તેમ દ્રૌપદીના દેહ ઉપર કૂદે છે, ત્યારે–ત્યારે......શું એ મદદને માટે બૂમો પાડે છે? શું એને નહાનમ લાગે છે? બીજાઓની પાશવતાથી એ પોતાને અભડાઈ ગયેલી માને છે?

'કૃષ્ણ જેવાની મૈત્રી ને યુધિષ્ઠિર જેવાનું સત્ય પણ મને આ અપમાનમાંથી બચાવી શકે એમ ન હોય તો એ અપમાન

મારું નથી. જે સમાજમાં નારીનું આવું ક્રૂર અપમાન સંભવી શકે છે, એના પુરુષવરોનું એ અપમાન છે. જેની હાજરીમાં, હાજરી છતાં આવું થઈ શકે છે એમનું એ અપમાન છે. ને જ્યાં સુધી હું દુઃશાસનના લોહીથી મારો ચોટલો ન ઓળું ત્યાં સુધી હું મારો ચોટલો ન બાંધું.'

નીલમની આખી યે કાયા ઉત્કટ કલ્પનાના સત્યાભાસના દર્શનથી ધ્રૂજી ઊઠી. એક ક્ષણ—એક ક્ષણ એને દ્રૌપદીની કલ્પના-મૂર્તિના મુખની રેખાઓ પરિચિત લાગી. એક ક્ષણ એ રેખાઓમાં વિજિગીષાની સ્વાયત્ત ખુમારી એની આંખમાં આવીને એણે લજ્જાનાં કુમકુમ પગલાં ભરતી નહિ પણ સિંહણના દમામથી કદમ ભરતી દ્રૌપદીમાં નીલમને જોઈ. એક ક્ષણ પોતાના પેટમાં કાંઈ વિરાટતત્ત્વનો પ્રચંડ ઓઘ વહેતો એને લાગ્યો.

એકાએક કાંઈક અવાજ થયો ને કલ્પના તૂટી ગઈ.

નીલમ ઉંઘમાંથી જાગતી હોય એમ ઘેનભરી આંખે સભાન જગતમાં નીચે ઉતરી આવી.

નીલમ અરીસામાં પોતાના મુખને નીરખી રહી હતી.

[ ૨ ]

પોતાની કલ્પનાથી પણ અભડાઈ જતી હોય એમ નીલમ પોતાના વિચારોને દૂર કરવા મથી. પરંતુ નીલમને ખબર નહોતી કે બધું ઉખેડાય છે, વિચારનાં બીજ ઉખેડાતાં નથી.

એને ગઈ કાલનો પ્રસંગ યાદ આવ્યો. ને એના અંતરમાં ભારતી ચડી—કલ્પનાની નહિ, પરંતુ વિષાદની.

એણે જોગાનુજોગ સાધ્યો હતો. એણે પોતાના પ્રેમીને પોતાની મુલાકાતે બોલાવ્યો હતો. મુલાકાત થઈ હતી. વિદ્યાલયના રસ્તા ઉપર નદીને સામે છેડે લીલાં વૃક્ષોની નીચે પંખીઓના ગુંજારવ વચ્ચે એ મુલાકાત થઈ હતી.

પ્રેમીજન સ્નેહભર્યો હતો. એને સુખી કરવા વાંચ્છતો હતો. પરંતુ એની સાથે લગ્ન કરવાની જવાબદારી વહોરવાને અશકત હતો. નીલમે સીધો સવાલ પૂછ્યો હતો. એટલી હામનું એણે માતા પાસેથી પ્રેરણા પાન કર્યું હતું. પરંતુ એની એ હીંમત ખારાપાટમાં રોળાઈ હતી. પ્રેમીજનની અશકિત એની અભ્યાસ–પરસ્તીને કારણે હતી? કમાવાની લાચારીને કારણે હતી? પરણેતરની જવાબદારી વહોરવાની અનિચ્છાને કારણે હતી? એની મિંમાસા શાને કરવી?

કોણ હતો એ પ્રેમી? કઈ નાતનો હતો? એ સાહસિક હતો? શાને એ બધું હવે વિચારવું? આશાનો તાજ એના માથા ઉપર ભમી ગયો. બેસતાં પહેલાં તૂટી ગયો. શેષમાં કાંટા માત્ર રહ્યા. એ પ્રકરણ પૂરું થયું.

ને...ને...દ્રૌપદી સૂતપુત્રને વરવાની ના પાડી શકે ને પોતે......

વિચારોની કડવાણી બાળા પી રહી. દુઃખદ સ્વાનુભવનું વિષ–પાન એ કરતી રહી.

પોતે પામર હતી. અસહાય હતી.

પિતાનું ઘર છોડીને પોતે ચાલી જાય તો?

કયાં જાય? શું કરે? નિર્વાહ કેમ કરે?

કેટલીયે સ્ત્રીઓ નાસી ગયાની એણે વાત સાંભળી હતી. પરંતુ એ નાસભાગની પાછળ રહેલું જીન્સીનું અનિવાર્ય તત્ત્વ એને મંજૂર નહોતું. એ સિવાય બીજી કોઈ રીતે એ રહી શકે ?

એનામાં આત્માન્વેષણ જાગ્યું. પોતે અહીંથી ચાલી જાય તો શું કરે ?

શિક્ષિકા ? એ ખડતલ જીવન, એ ઉજ્જડ જીવન, એ ભૂખમરાના કાંઠાનું જીવન...એણે એના અંગેઅંગ જોવા માંડયાં. દશબાર રૂપિયામાં ગુજારો કરવાની એનામાં આવડત કે ઇલાજ નહોતી.

વિદ્યાલયમાં એમને ઘણું યે શીખવાતું. એમાંથી કાંઈ અત્યારે એને સ્વાયત્ત સ્વતંત્ર જીવન જીવવામાં મદદગાર બને ખરું ?

એને ભરણગુંથણ આવડતું પણ......
એને રસોઈ આવડતી પણ......
એને સંગીત આવડતું પણ......
એને વાંચતાં લખતાં આવડતું પણ......

એ બધું એ કળા તરીકે શીખી હતી. એ કળા પાછળ શોખ હતો. ઓછા સમય ને ઓછી મહેનતમાં વધારેમાં વધારે ભભકો બતાવવાનો હતો.

એમાં ધંધાદારી તત્ત્વો હોય તો એ જાણતી નથી. એનાથી શરીરે મહેનત થાય એમ ન હતું.

ઘણી સ્ત્રીઓ મજૂરી કરે છે. ઘણી સ્ત્રીઓ રસોઈનું કામ કરે છે. ઘણી સ્ત્રીઓ શિક્ષિકાઓનું કામ કરે છે પણ–પણ એ

બધી અભણ હતી. પોતે તો હતી ભણેલી. માનસિક તાલીમના મહાસાગરમાં પોતે ડૂબી હતી. શરીરે પોતે કમજોર હતી.

એનાથી શરીરની મહેનત થાય એમ ન હતું. એની તાલીમ તો ઘરમાં રસોયો, નોકર, ગાડી અને પૈસાના ખ્યાલ ઉપરજ રચાઈ હતી.

નહિ. એ નાસી શકે એમ ન હતું. પ્રેમી સાથે લગ્ન કરી શકે એમ ન હતું.

એને અનિવાર્ય અનિષ્ટ કબૂલવાનું જ રહ્યું.

અને જ્યાં નાફરમાની આચારમાં ન મૂકાય એવી અને સાર વગરની હોય છે, ત્યાં ફરમાનીને નાઈલાજીના આઘાતકારી કાંપમાંથી ઉઠાવીને આજ્ઞાધીનતાના શિખર ઉપર મૂકવાનું સહજ થઇ પડે છે. માનવીનો એ સ્વભાવ છે. અનિવાર્ય અનિચ્છનીયતાને એ શાસ્ત્રાજ્ઞાને પદે સ્થાપીને તેને અનુસરવાનો પોતાનો ધર્મ પ્રમાણે છે.

[ ૩ ]

નીલમનાં લગ્નની આગલી સાંજ હતી.

શહેરથી કોઈ ગામગામડા તરફ જતા રસ્તા ઉપર હરબાળા ચાલી જતી હતી.

એનાં વસ્ત્ર સાદાં હતાં. એના પગમાં કાંઈ નહોતું.

એ ચાલી જતી હતી, એની સાથે કોઈ નહોતું.

એ ક્યાં જતી હતી ? હરબાળા પોતે ય નહોતી જાણતી.

એ ફરવા નીકળી હતી. કોઇને સાથે રાખવાને એણે ના પાડી હતી. એ એકલી નીકળી હતી. એ એકલી ચાલી જતી હતી.

કોઈ ક્રૂરતાની એ સાક્ષી બનતી હોય, કોઈ અપ્રિય વિચારથી એ દૂર નાસવા માગતી હોય એમ ઉતાવળે ચાલી જતી હતી.

નીલમનાં લગ્ન ! આવતી કાલે !

નીલમને એ પતિ ગમતો નથી. એ નીલમને ઝીલી શકે, ખિલવી શકે, એવા સંસ્કારનો નથી.

એ અર્ધ જૈફ છે. અર્ધ શિક્ષિત છે. અર્ધ મૃત છે. શ્રીમંતાઈના રોગનું પાંડુવર્ણું તેજ એના વદન ઉપર પીળી છાયા પાથરે છે. એવો એ છે. એ થશે નીલમનો પતિ. પોતાની નીલમ કાલથી પોતાની ટળશે અને...અને...અમથાલાલની થશે.

અને અમથાલાલની કેટલીયે વાતો એ જાણતી હતી. એ ધીરધાર કરતો. કંઈકને રડાવીને એણે પૈસા એકઠા કર્યા હતા ને એ આંસુના પૈસા હજી યે કૈંકનાં આંસુ ખેંચતાં હતાં.

સંસ્કારે એ શૂન્ય હતો. વિચારે જડ હતો. ચારિત્ર્યે શિથિલ હતો. એની કંઈ કંઈ વાતો છાની અછાની કહેવાતી હતી. એવા એ અમથાલાલને નીલમ વરવાની હતી.

હરબાળાએ કાંઈક દુઃખતું હોય એમ છાતી દબાવી. કાંઈક અપ્રિય સત્ય સમજાયું હોય એમ એનો ચહેરો કરમાયો.

જીવન માત્રની, જગત માત્રની, કડવાશ પીતી હોય એમ એ મનમાં બોલીઃ ' એમાં ખોટું શું છે ? નીલમ અમથાલાલને ન પરણે તો શું કરે ? '

નીલમમાં હામ નહોતી, નીલમમાં આત્મશ્રદ્ધા નહોતી, નીલમમાં સ્વૈરવિહારની દાહતી ભૂખ નહોતી, નીલમમાં સાહસ-બુદ્ધિ નહોતી.

ત્યારે નીલમમાં હતું શું ?

હરબાળા પોતાની બુદ્ધિના ખૂણેખૂણામાંથી નીલમમાં શું હતું તેનો જાણે જવાબ માગી રહી.

નીલમમાં બુદ્ધિ તો હતી. ભાવનાઓ તો હતી. તાલીમનો ઓપ પણ હતો. પણ......જેમ સબરસ સિવાય ભોજન સ્વાદ-વિહીન બને છે તેમ નીલમમાં સ્વાશ્રય નહોતો.

નીલમ વેલની વેલ જ રહી. વૃક્ષના આશ્રય સિવાય એને ચાલે એમ નહોતું.

ઓહ! કેવી કેવી આકાંક્ષાઓ એણે આ પુત્રીમાં આરોપી હતી! કેવી અને કેટલી પ્રસૂતિવેદના એની કલ્પના–મૂર્તિ હરબાળાએ નીલમમાં પુનરાવતારે દેહ ધરવા સહી હતી.

અને આજ એ એળે ગયું! ઘરની કેળવણી, વિદ્યાલયની કેળવણી હજી સતી સીતાઓ જ સર્જે છે. દ્રૌપદી હજી નથી સર્જાઈ.

ક્યાંક કોઈક દિવસ દ્રૌપદી નવેસરથી સર્જાશે. ને નવો વેણીસંહાર કરશે. પણ નીલમમાં નહિ......નહિ......

હરબાળાના મગજમાં જાણે ગાજવીજના કડાકાઓ ને આંચકાઓ આવવા લાગ્યા. કોઈ ધરતીકંપની જબરજસ્ત હોનારતે જાણે એની આખી યે સૃષ્ટિ ખંડિયર બની ગઈ હતી.

નીલમ! નિર્દોષનો ભોગ લેવાતો હતો? કે નીલમ પોતાને મળેલી તાલીમનું અનિવાર્ય પરિણામ ભોગવતી હતી કે......

નીલમને હવે શું? નીલમની વાત પૂરી થઈ. પોતે જાણે હિમપ્રદેશના નિર્જન હિમમુલકમાં એક માત્ર એકલી ભમતી હતી. શેષ જગતની ઉષ્મા જાણે બૂઝાઈ ગઈ હતી.

અંગેઅંગ શીત વળતાં હોય એવી હરબાળાને વેદના થઈ.

નીલમની વાત પૂરી થઈ. ને સોમનાથ...ને...જીવશંકર...

એમણે એમના રાહ આંકી લીધા હતા. એમાં એ નડતર માત્ર ક્યાં હતી. એ હવે ક્યાં નડતર રૂપ નહોતી ?

એની આશા ને આકાંક્ષા જગતને નડતર રૂપ હતી. એના વિચારો ઘરમાં નડતર રૂપ હતા. એની કલ્પનાઓ ને એની ભાવનાઓ નીલમના લગ્નમાં નડતર રૂપ હતાં.

પોતે નારી હતી. બધાંને કાંટાની જેમ ખૂંચતી હતી. સાચું કોણ ? પોતે કે બીજા ?

બીજા સાચા હોય તો પોતે પોતાના રાહ ફેરવવા તૈયાર થાય ખરી ? પોતે સાચી હોય તો બીજાઓ પાસે એ રાહ ફેરવાવી શકે ખરી ?

જીવશંકરને એની જરૂર નથી. સોમનાથને એની આવશ્યકતા નથી. નીલમને હવે અમથાલાલ પાળશે.

અને પોતે હવે શું કરશે ?

પોતાનું સ્થાન ક્યાં છે ?

જ્યાં છે ત્યાં ઉપયોગનું છે ?

માર્ગને કાંઠે એ પડતર પણ પાણી ભર્યો કૂવો આવ્યો. ને એના કાચા કાંઠા ઉપર એ બેઠી.

એની બુદ્ધિ કહેતી હતી કે નીલમની વાત પૂરી થઈ. એનું હૃદય ભાવીનાં એંધાણ વાંચતું હતું કે નીલમની વાત પૂરી થઈ નથી.

નીલમનું ભૂતકાળનું જીવન એની આંખ આગળ રમવા માંડ્યું. ભવિષ્યકાળનું જીવન એના હૃદયની કોઈ ગુહામાં જાણે જકડાતું, સીજાતું લાગ્યું. એણે નીલમને પુતળી સમી બનતી

જોઈ. કોઈ પરાયું તત્ત્વ એનામાંથી જીવન ઉપાડી લઈને તેને સ્થાને સંચાપુતળીની ચાવી મૂકતું એને દેખાયું. એણે નીલમને આભમાં ડગ ભરતી જોવાને બદલે હૉસ્પિતાલ, ને સુવાવડખાના વચ્ચે અટવાતી જોઈ.

સહસા જાણે કૂવામાંથી કોઇક રૂહ ઊભું થયું. એની ફીક્કી આંખો, પીળો ચહેરો, અકાલવૃદ્ધ કાયા, શોષાયેલું કલેવર, ને ગીધ જેમ મડાંને ચૂંથે એમ એના હાડપિંજરને ખેંચતા ચૂંથતા ટોળે વળેલાં બાલકો.

**यद्यपि शुद्धं लोकविरुद्धम्**
**ना करणीयं नाचरणीयम्**

અડકશો નહિ કોઈ એ લગ્નની પ્રથાને! અભડાવશો નહિ કોઈ એ લગ્નની પવિત્રતાને! લોકાચારે પ્રસૂતિનું એક વિશાળ કારખાનું સ્થાપ્યું હતું. એના કારખાનાદારોને અજંપો કરે એવું વેણ એ કારખાનાના કોઈ મૂલી મજૂર ઉચ્ચારશો ના!

શું થયું? હરબાળાનો પગ લપસ્યો? કૂવાનો કાચો કાંઠો ભાંગીને ધસી પડ્યો? શું થયું? કેમ થયું?

કોઈ સાક્ષી હાજર નહોતો ને કોઈ એ ભેદ સનાતન કાળ સુધી ઉકેલી નહિ શકે.

કૂવામાં એક ધબાકો થયો. પાણી ઉછળ્યાનો અવાજ થયો. પાણી પાછાં પછડાયાનો આછો અવાજ આવ્યો.

ન એક ચીસ સંભળાઈ. ન એક વહારની બુમ સંભળાઈ.

સર્વત્ર શૂન્યકાર વ્યાપી રહ્યો. શિકારી જાનવર ઘૂરકીને પાછું શાંત થાય એમ કૂવો પાછો શાંત બની ગયો.

જ્યાં હરબાળા બેઠી હતી, ત્યાં પણ શૂન્યકાર વ્યાપી રહ્યો.

નીલમની વાત પૂરી થઈ હો કે ન હો. હરબાળાની મહત્ત્વાકાંક્ષાઓ તો સદાને માટે પૂરી થઈ.

[ ૪ ]

આખી રાત ઘરમાં છૂપી શોધાશોધ થઈ રહી.

આખી સવાર ઘરમાં અને શહેરમાં જાહેર શોધ થઈ રહી.

જીવશંકરની પત્ની હરબાળાનો પત્તો નહોતો મળતો.

કોઈક કહેતું કે: 'નીલમનાં લગ્નમાં એ હરખઘેલી થઈ ગઈ હતી. માંડવો નાખ્યો ત્યારથી જાણે ફટકી ગયું હોય એમ શૂન્યમુખ બેસી રહેતી.'

બધા ય આ વાત માનતા. એક નીલમ આ વાત નહોતી માનતી પરંતુ એ બોલતી નહોતી. માતા ક્યાં ગઈ છે એ એ નહોતી જાણતી. પછી શા માટે ગઈ છે એ માત્ર કહેવાથી શો લાભ?

સાંજ પડી. વરઘોડો ઘેર આવીને ઉભો રહ્યો.

જીવશંકર ઉંચા મને વરઘોડાનું સ્વાગત કરવામાં રોકાયા. એને હરબાળાના ગૂમ થયાનો જેટલો ખેદ હતો, એટલો જ આ બરાબર લગ્ન વખતે થતા ભવાડાનો ઉદ્વેગ હતો. સ્ત્રી કેળવણીના ઉધામા પ્રત્યે એની સૂગ એની વ્યગ્રતાની સાથોસાથ વધતી જતી હતી.

વરને જેમ તેમ જેણે તેણે પોંખ્યા. વર પક્ષનાં નારી સમુદાયનું જેમ તેમ જેણે તેણે સ્વાગત કર્યું.

બ્રાહ્મણ જેમ તેમ જેવા તેવા સંસ્કૃત શ્લોકો ઉચ્ચારવા લાગ્યો.

આંગણે યજ્ઞ રચાયો. લગ્ન થવા માંડયાં. વિધિનો આરંભ

થઈ ચૂક્યો. નારીઓના ગીતોના બુલંદ સૂર ગ્રામોફોનના અવાજને દબાવીને દૂર દૂર સુધી સંભળાવા લાગ્યા.

'બરાબર અવસરે જીવશંકરને માથે પણ કેવી વિપદ આવી પડી ! બાઈ સમજુ, વવેકી, મળતાવડી—છેક છેલ્લી ઘડીએ ફટકી ગયું. બિચારાને ચિન્તાનો પાર નથી. પણ લગ્નનું મુહૂર્ત ખડે ? જેમતેમ પણ પતાવવાં જ જોઈએ. બાકી મજા ચાલી ગઈ. વર પક્ષના ને કન્યા પક્ષના દૂરના સંબંધીઓ જીવશંકર ઉપર આવેલી ઉપાધિ માટે ને આવાં લગ્નમાંથી વહી ગયેલી મજા માટે અફસોસ બતાવવા લાગ્યા.

એક સાદા પોષાકવાળો પોલીસ આવ્યો. એણે ધીમા અવાજે જીવશંકરની પૂછા કરી. જીવશંકર ઉઠ્યો. પોલીસે એને નમ્ર અવાજમાં એમની ગૂમ થયેલી પત્નીને અંગેના અતિ જરૂરી અને અનિવાર્ય કામ માટે એકાદ મિનિટ માટે પણ પોલીસ ચોકીએ આવી જવાનો ફોજદારનો સંદેશો આપ્યો, ને આવા ઉત્સવને અણીને સમયે આવો સંદેશ મોકલવા બાબે ફોજદાર વતી ભારપૂર્વક દિલગીરી જાહેર કરી.

જીવશંકરે સોમનાથને બોલાવ્યો. એની ગૂમ થયેલી માતાને લગતા કોઈ ખાસ કામે પોલીસ ચોકીએ પોતે જવાની અનિવાર્યતા એને સમજાવી. પોતાને વાર લાગે તો વરપક્ષને દૂભવ્યા સિવાય બધું લગ્નનું કામકાજ પતાવી લેવાની એને ભલામણ કરી અને પોતે પોલીસની ચોકીએ જવા નીકળ્યો.

સોમનાથે જીવશંકરની રાહ જોઈ. પરંતુ ઘણો સમય થયો છતાં એ પાછો ફર્યો નહિ. જાણકારો, સગાંઓ, સંબંધીઓ વગેરેને પૂછીને એણે પતાવવા જેવું બધું પતાવ્યું.

આખરે વરઘોડો મોડી રાતે પાછો ફર્યો. વરરાજા ઈડરિયો ગઢ જીતી ગયા હતા. અમથાલાલ નીલમને પરણી ઊતર્યા હતા.

વિધિ પતાવવાની ઉતાવળમાં લાજની નીચે ઢાંકેલા નીલમના મુખ ઉપરનો માતાના ગૂમ થયાનો વ્યગ્ર ઉદ્વેગ, અને એની આંખ અંદરનાં કડવાં આંસુ કોઈનેય જોવાનો અવકાશ નહોતો.

અને એમ નીલમ પરણી ગઈ.

[૧]

**મોડી** રાતે જીવશંકર ઘેર આવ્યો.

એનો વિકલ અને ઉજ્જડ ચહેરો જોઈને સોમનાથને કાંઈ અજુગતું બન્યું હોવાનો ભાસ થયો.

જીવશંકર આવ્યો. આગળ ચાલવાને અશક્ત હોય એમ પરસાળના હિંચકા ઉપર માથે હાથ દઈને બેસી ગયો અને દીવાલને તાકી રહ્યો. ન સમજાય એવી વિપદ માથે પડી હોય ત્યારે માનવીના ચહેરા ઉપર જેવી તાજુબીભરી બહાવરી મનોવેદના ચિતરાય છે, એવી વેદનાએ એના ચહેરાને પીંખી નાખીને વૃદ્ધ બનાવ્યો હતો.

સોમનાથ એની સામે ભોંય પર બેઠો.

'બાપુજી! શું છે?'

થોડીવાર જીવશંકરે જવાબ ન આપ્યો. એના કંપતા હાથો એના બહાવરા ચહેરા ઉપરની કરચલીઓ વિખેરતા હોય એમ ફરી રહ્યા. આખરે તે બોલ્યોઃ

'સોમનાથ! તારી બાએ......તા......રી......બા......એ આપઘાત કર્યો છે.'

વીજળીનો ફટકો લાગ્યો હોય એમ સોમનાથ અંગેઅંગ જાણે દાઝી ગયો. નર્યો નીતર્યો કાળાશ એના અંતરમાં ને શરીરમાં જાણે સીંચાઈ.

'મારી બાએ......આપઘાત કર્યો......મોટી બહેને?'

'હા. કૂવામાં પડીને.'

કોઈ ભયંકરતા સાથે લડતો હોય એવા સુક્કા ને તીખા ચહેરાએ સોમનાથે પિતા સામે જોઈને કહ્યું:

'તમે નાહકના મારી બાને બદનામ કરો છો. મારી બા ઘાત શા માટે કરે? અને તે પણ આજે? કૂવામાં અજાણતાં પડી ગઈ હશે.'

રૂરવિષા, અસ્વસ્થતા, તાજુબી, રોષ વગેરેથી કંપતા તૂટતાં અવાજે જીવશંકરે કહ્યું:

'શહેર બહાર ગામડામાં જવાના માર્ગ ઉપર, અહીંથી સહેજે ત્રણેક માઈલ દૂર આવેલા કૂવામાં અજાણે કેમ પડે?'

'શહેરથી ત્રણ માઈલ દૂર? કૂવામાં?'

'હા. આપઘાત ન કરવો હોય તો એ માર્ગે જ શા માટે જાય? એટલી દૂર શા માટે જાય?'

પિતાની વાત પોતાને ગળે ન ઉતરતી હોય, એની સામે મથતો હોય એમ સોમનાથે પૂછ્યું: 'પણ ત્યારે ખબર કેમ પડી? શું તમે જોવા ગયા હતા?'

માતા ઘરમાંથી ચાલી ગઈ, આટલે સુધી દૂર ગઈ, એની ઉપર કલાકો વહી ગયા, છતાં જીવશંકર એની ભાળ ન મેળવી

શકયા એ આખી યે પરિસ્થિતિ ઉપર સોમનાથના અવાજમાં ઠપકો હતો. પુત્રનો ફરતો જતો અવાજ જીવશંકરને અત્યારે શૂલ કરતો લાગ્યો : ' પડતર કૂવો હતો. ને સ્થાન ઉજ્જડ હતું. પણ ગામડાનો કોઈ વટેમાર્ગુ આજે સાંજે ત્યાં થાક ખાવા બેઠો. ને એણે કૂવામાં જોયું. ' લાશ શબ્દ જીવશંકરના મુખમાંથી નીકળ્યો નહિ.

' એણે પોલીસોને ખબર કરી. ફોજદારે બહાર કાઢયું. પરખાવી ને પછી મને બોલાવ્યો. '

' કેવી રીતે પરખાવી ? ' સોમનાથને પોતાને ખબર નહોતી કે પોતે આવા સવાલો શા માટે પૂછે છે, એ યંત્રવત્ જાણે બોલ્યો જતો હતો.

જીવશંકરને મનમાં ચીડ ચડી. પોતાનો પુત્ર આવે સમયે પોતાને આશ્વાસન આપવાને બદલે વધારે ને વધારે અતડો બનતો જતો હતો : ' એની મને કેમ ખબર પડે ? ને તારી માફક હું સવાલો પણ થોડા પૂછી શકું ? પોલીસનું કામ પોલીસ જાણે. એણે ગમે તેમ પારખી હશે ને મને બોલાવ્યો. મેં ય પારખ્યું. '

અપ્રિય સત્ય કેટલાંક વચનો પછી પણ આખરે ગળાયું હોય, જીરવાયું હોય એમ સોમનાથ ચૂપ રહ્યો. એનું અંગેઅંગ નિઃશ્ચેષ્ટ અને એની બુદ્ધિ ઉજ્જડ બની ગયાં. એના હૃદયમાં કાંઈક જબરું તોફાન જાગી ગયું હતું. પરંતુ એ શું હતું એ સમજવા ને એના મર્મનો બોજ ઝીલવા જેટલા બુદ્ધિના દોર એના કાબૂમાં નહોતા.

ક્યાંય સુધી એ ચૂપ રહ્યો. ક્યાંય સુધી એ મૂઢ જેવો બેસી રહ્યો.

આખરે એ ઉભો થયો. સંચાની પૂતળીની જેમ પોતાનાં કોટ ટોપી ઢૂંઢવા લાગ્યો:

'ક્યાં જાય છે?' જીવશંકરે ચીસ પાડવા જેવા અવાજે કહ્યું.

'હું જરા બહાર જઉં છું. મને ઘરમાં અત્યારે ગુંગળામણ જેવું થાય છે. કોઇક જાણે ફાંસી દેતું લાગે છે.'

'નથી જવું.' જીવશંકર બેબાકળો ઉભો થવા પ્રયાસ કરતો બોલ્યો: 'નથી જવું બેસ અહીં. મારે તને વાત કરવી છે. સવારે તારે પોલીસમાં જવું પડશે ને તને પૂછશે. ત્યાં તારે શું કહેવું એની મારે વાત કરવી છે તારી સાથે.'

'હું હમણાં આવું છું. પણ અત્યારે મારે ખુલ્લી હવામાં જવું છે. પેલો કૂવો ક્યાં આવ્યો તમે કહેતા હતા તે?'

'કૂવો? ઝખરિયા મીલ પાસેથી ખુડખુડિયા ગામ તરફ મારગ જાય છે તેની ઉપર. પણ તારે કૂવાનું શું કામ છે?' જીવશંકરના મનમાં ફાળ પડી: 'નથી જવું.'

સોમનાથ સૂકું હાસ્ય કરીને બોલ્યો: 'હું આપઘાત નથી કરવાનો. એમાં જેટલી બહાદુરી જોઈએ એટલી મારામાં નથી.'

જીવશંકર ઉભો થયો. પગમાં ભરાતા ધોતિયાના છેડાને એક હાથથી સરખો કરીને બહાવરી આંખે મૂંઝાયેલા ચહેરે સોમનાથનો હાથ પકડીને એ બોલ્યો: 'કહું છું નથી જવું તે નથી સમજતો? તું જા પછી અહીં મારી પાસે કોણ બેસશે?'

હૃદયના અતલ ઊંડાણમાંથી પ્રેત બોલતું હોય એવા અવાજે સોમનાથે જવાબ આપ્યો :

'અમથાલાલના પૈસાને તમારી પાસે બેસારજોને!' સોમનાથ પિતાનો હાથ છટકાવીને ચાલ્યો ગયો.

ફાટી આંખે જીવશંકર સોમનાથ પાછળ બંધ થતી ડેલીને જોઈ રહ્યો : 'ઓ ભગવાન! ઓ ભગવાન!'

ભગવાનના નામના પડઘા એ ઘરના ખૂણેખૂણામાં કાંઈક ઢૂંઢતા ફરી વળ્યા.

[ ૨ ]

સોમનાથ ઘેરથી નીકળીને ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો.

વીજળીના દીવાઓથી ઉજ્જળાએલું મકાનોનું પત્થરનું જંગલ એની સામે અખૂટ લંબાતું હતું. સારાયે દિવસનો મીલનો ધૂમ આકાશમાંથી નીચે ઉતરીને ચોમેર કાળું આછું ધૂમસ છાઈ રહ્યો હતો. શહેર સવારે જેટલું ઉદ્યમવંતુ ને આગ્રહી લાગતું હતું તેટલું મધરાતે ગયબી અને નિષ્ઠુર લાગતું હતું.

આખા દિવસના પરિશ્રમ પછી શહેર કોઈ રાની પશુની જેમ જાણે પોતાનાં જડબાં ઉઘાડી થાક ખાતું હોય એમ એના મકાનોની અભંગ ને સૂની હારમાળા એની બેપાસ લાંબી અને લાંબી થતી હતી.

પરંતુ સોમનાથને એ કાંઈ જોવાનો અવકાશ નહોતો. શહેરમાં છાયેલાં ધૂમસ ઉપર ભલે વીજળીનાં પ્રકાશના તારા ટપકાં હોય, એનાં અંતરમાં છાયેલાં શિરા ધૂમસ ઉપર ક્યાંય પ્રકાશનું નામો નિશાન ના હતું.

એ ચાલ્યો જતો હતો. એ ક્યાં જતો હતો એનું એને કશું ભાન ના હતું.

એ ચાલ્યો જતો હતો. અનંતકાળથી જાણે એ ચાલતો હોય, અને અનંતકાળ સુધી એ ચાલતો જ રહેવાનો હોય, એવી બેપરવાઈ એની આંખમાં કળાતી હતી. એ ક્યાં જતો હતો એનું એને ધ્યાન ના હતું. એ શા માટે જતો હતો એનું એને જ્ઞાન ના હતું. એ ચાલ્યો જતો હતો, આગળ અને આગળ. આગળનું એને ધ્યાન ના હતું. ને પાછળ એ નજર નાંખતો ન હતો. જાણે કે એ પોતાના હૃદયથી દૂર ને દૂર નાસવા માગતો હતો.

એકાએક એની આંખો જાણે ધરતી ઉપર ઉતરી. એણે એક મકાનને જોયું. અનેક મકાનોમાંથી એકને જ જોયું. શા માટે એ એક જ મકાન એને દેખાયું ને શા માટે બીજા મકાનોની પત્થરની રેખાઓ પણ એની આંખમાં ન સમાઈ એનો એને વિચાર સરખો યે ના આવ્યો.

પોલીસ ચોકી! પોલીસની ચોકી! ચોકી એટલે જ્યાં બેસીને પોલીસ બંદોબસ્ત રાખતી હોય. બંદોબસ્ત એટલે તો ક્યાંય ચોરી થઈ હોય, મારફાડ થઈ હોય, આગ લાગે, ખૂન થાય, કોઈની લાસ મળે......

લાસ! એ શબ્દ એના મગજમાં કોઈ ગયબી પડઘો કેમ પાડે છે? લાસ એટલે મરેલાં માણસનું શબ–મૂર્દું......

એ ચમક્યો. એની આંખમાં ત્રાસની સખતાઈ આવી. હોઠ પીસીને એ ચોકી પાસે ગયો. એનાં પગથિયાં ચડ્યો.

અંદર એક પોલીસ સૂતો માનીએ તો બેઠેલો લાગે ને બેઠેલો માનીએ તો સૂતો લાગે એવી સ્થિતિમાં હાજર હતો. શહેર–સલામતીના એ જાગતા ઉંઘતા ચોકીદારને સોમનાથે ઢંઢોળ્યો.

'એય સિપાઈ!' એણે તરડે અવાજે પૂછ્યું. 'એય પોલીસ! અહીં એક લાસ આવી છે ને?'

પોલીસે આંખો ચોળીને આ ગાંડા જેવા લાગતા માણસને તાકીને જોઈને કહ્યું :

'અરે તું કૌન હે પાગલ જેસા?'

'અહીં લાસ આવી છે ને? મારે જોવી છે.'

'ઇધર કોઈ લાસ નહિ હે. કયા કૂછ નશા કીયા હે?'

'ન કેમ આવી હોય? આવી છે. મારી પોતાની લાસ છે. ચાલ બતાવ.'

પોલીસને લાગ્યું કે આ આવનાર જુવાને કાં તો નશો કર્યો છે ને કાં તો એ પાગલ લાગે છે. એ પાગલ હોય તો પોતાને ઈજા ન કરી બેસે એવી સાવધાની રાખીને એણે પોતાનું નાક એના મહો આગળ ધર્યું. પરંતુ એના મુખમાંથી દારૂની જરા યે બદબો નહોતી આવતી. નક્કી આ માણસ પાગલ હતો.

મધરાતે આવા પાગલ સાથે આમ થયેલા ભેટાથી પોલીસ-નો સિપાઈ જરા શેહ ખાઈ ગયો. છતાં પોતાની શેહ એના ઉપર પાડવા માગતા અવાજે બોલ્યો : 'અરે પાગલ ઇધરનહિ તો તુમારી કે નહિ તો કીસીકી ભી લાસ હે. કયા લાસ કભી ચોકી ઉપર આતી સૂની હે? ચલ જા ઇધર સે.'

'ત્યારે લાસ અહીયાં નથી?'

'ના.'

એક ક્ષણ સોમનાથ મૂઢ જેવો તગતગતી આંખે પોલીસ ચોકીની કોરી દીવાલો જોઈ રહ્યો. પછી બોલ્યો: 'માફ કરજો હો. જમાદાર સાહેબ!'

એટલું કહીને એ ચાલતો થઈ ગયો. પોલીસનો સિપાઈ એની પીઠ પાછળ તાકી રહ્યો: 'બિચારા કોઈ પાગલ હૈ. અયસા આદમીકૂ કભી છૂટા રખના નહિ ચાહીયે.'

આવા લાલ લાલ આંખવાળા, રબ્બરની પૂતળી જેવા અ-ચેતન વદનવાળા, બોલવા ચાલવામાં પાગલ જેવા લાગતા માણસને પોતે અટકાયતમાં લઈ લેવો જોઈએ કે નહિ, એની વિમાસણમાં પોલીસનો સિપાઈ થોડીવાર સોમનાથને જોઈ રહ્યો. પરંતુ એની વિમાસણનો અંત આવે એ પહેલાં સોમનાથ આસપાસના ઉજળા અંધકારમાં લુપ્ત થઈ ગયો. સિપાઈ ધીમે પગલે પોતાના બાંકડા ઉપર શરીર લંબાવતો બોલ્યો: 'ઉતાવળ સે આયા ઔર દોડ કર ચલા ગયા. હમ ક્યા કરે?'

સિપાઈને આમ આત્મ સંતોષ ને આરામ મેળવતો મૂકીને સોમનાથ ઝપાટાબંધ ચાલતો થયો.

ડામર રંગેલી કાળી દીવાલમાંથી એક ચકામું ઉખડીને આંખને ઉડીને વળગે એવું ધોળું ધાબું પાડે એમ સોમનાથના હૃદયના ભીતરમાં છવાયેલા ગાઢ અંધકારમાંથી એકાદ ચપતરી જાણે ઉખડી ગઈ. ને એ ધોળાશમાં એક વસ્તુ ચિતરાઈ રહી. એનું રોમ રોમ જાણે મૂર્દાંથી ભર્યું હોય, આખો અંધકાર જાણે લાસથી ભર્યો હોય, આખો માર્ગ જાણે લાસોથી છવાયો હોય, એની આંખો સામે જાણે અંતરીક્ષમાંથી લાસો લટકતી હોય એમ એ બહાવરો, બનીને ઘડીમાં દોડતો, ઘડીમાં કૂદતો ચાલ્યો—દોડ્યો—ભાગતો જતો હતો.

એને ખબર નહોતી એ કયે માર્ગે જાય છે. શહેરનાં મકાનો આવતાં બંધ થયાં, એકાદ બે દાદો તૂટીને છૂટી પડી હોય એવા શહેરથી છૂટાં પડી ગયેલાં એકાદ બે મીલનાં જબરાં મકાનો દેખાયાં. એય દેખાતાં બંધ થયાં. વગડાનો અંધકાર એને જાણે ચીકણી ચીવટથી વિંટળાઈ વળ્યો.

એ ચાલ્યો જતો હતો. શહેરના બંધિયાર ઉકળાટને બદલે હવે એની આસપાસ હવા ફૂંકાતી હતી ને ઝાડનાં પાંદડાં ખડખડતાં હતાં.

એમને એમ એ ક્યાંય સુધી ચાલ્યો. એકાએક એણે રસ્તાની બાજુમાં કાંઈક જોયું. એ ઉભો રહ્યો. શા માટે એ ઉભો રહ્યો એ એ સમજતો ન હતો. શા માટે બીજી કોઈ નહિ ને એક વસ્તુ ઉપર એનું ધ્યાન ખેંચાયું એ એ સમજતો ન હતો.

એનું ધ્યાન ખેંચનાર વસ્તુ લાકડાનું ચોગઠું હતું. ચોગઠાંની વચમાં ગોળ ગરેડી હતી.

સોમનાથે જોયું કે એ એક કાચો કૂવો ને એના ઉપર પાણી ખેંચવાનું લાકડાનું ચોગઠું હતું.

પહેલા પરોઢની ઠંડી આકાશમાંથી નીતરવા માંડતી હતી ત્યારે સોમનાથ કૂવા પાસે જઈને બેઠો.

પૂછ્યા વગર, જાણ્યા વગર હૃદયમાંથી ગવાહ ઉઠતી હોય એમ એ બોલ્યો : ‘ આ જ એ કૂવો ! ’

એ કૂવાને ગોળાચક્કર ફર્યો. એણે ધ્યાનથી બધું જોવા માંડ્યું. અંધકારમાં ન દેખાય ત્યાં એ જમીન સરસી આંખો ચોડી, ધીમેથી હાથ ફેરવી સ્થળ ચોકસી કરતો હતો. એક સ્થળે

એણે થોડી જમીન ખસેલી જોઈ. તરસ્યા તેજથી તિક્ષ્ણ બનેલી એની આંખોએ થોડાંક પગલાં જોયાં.

'આ જ એ કૂવો. અહીંથી મોટી બહેન પડી.'

હોઠ પીસીને કોઈ દુશ્મનને જોતો હોય એમ એ કૂવાને અને કૂવાની ભાંગેલી કોરને જોઈ રહ્યો. એ વખતે મળસકું થયું હતું.

'આજ પગલાં મોટી બહેનનાં.' નિઃશ્વાસ મૂકીને સોમનાથ બોલ્યો.

નિઃશ્વાસની સાથે હૃદયમાંથી જાણે સંઘરેલો આંસુનો ધોધ નીકળ્યો. એના પગ તૂટતા હોય એમ એ પડ્યો.

ને ભોંયપર પડેલાં પગલાંને પોતાના હોઠથી વારંવાર ચૂમતો સોમનાથ રોયો—છાતીફાટ રોયો.

કોઈ ભૂત ભેંકાર રડતું હોય એવા એના બિહામણા પડઘા ચોમેર ફેલાયા.

ને ક્યાંક ભેરવી બોલી. ક્યાંક ઘૂવડ બોલ્યું.

[ ૩ ]

જીવશંકર આખી રાત પરસાળમાં હીંચતો સોમનાથની રાહ જોતો બેઠો. પરંતુ સોમનાથ આવ્યો નથી.

રાત ગઈ. પરોઢ ગયું. સવાર થઈ. સોમનાથ ન આવ્યો. જીવશંકર બહાવરો, બેબાકળો બની ગયો. એની અત્યાર સુધીની એકરાગી જીંદગીમાં એણે આવા બનાવો જોયેલા નહિ, જાણેલા નહિ. શું કરવું એની એને સૂઝ ના પડી. બૈરીએ કૂવો પૂર્યો. છોકરો ક્યાં ગયો ? આવશે ? ક્યારે આવશે ? એ પણ કાંઈક ન કરવાનું......

આવા બૂરા વિચારને એ જેમ જેમ જોરથી દાબતો ગયો, તેમ તેમ એ વધારે ને વધારે દહેશત ઉપજાવવાળા આગ્રહથી એના મનમાં ફરી ફરીને સાપ ફણા માંડે એમ ફણા માંડતો રહ્યો.

થઈ ગયેલા અને થવાની સંભાવના વાળા એ બૂરા બનાવોની કડવી, ઝેરભરી વિમાસણમાં એણે જેમ તેમ રાત વિતાવી. સવારમાં એને પોલીસને ખબર કરવાની ઇચ્છા થઈ. સામાન્ય નાગરિકની કાયદાની સાહજીક ભીતિથી એણે એ વિચારનો અમલ તત્કાલ માંડી વાળ્યો. હજી થોડી વિશેષ રાહ જોવાનો એને વિચાર થયો.

'ક્યાંક રાતે સૂઈ રહ્યો હોય ને સવારે જરાક મોડો વહેલો યે આવે. ને કારણ વગર નકામો ઉહાપોહ ને કોલાહલ થાય.' બુદ્ધિ હૃદયને પંપાળીને મનાવતી હોય એમ એ મનમાં બોલ્યો.

આખરે જ્યારે એની ધીરજ તમામ ખૂટી ગઈ; અને હવે તો કોઈકને પણ ખબર કરવી જ જોઈએ એમ એને લાગ્યું. ત્યાં સોમનાથ ડેલીમાં આવ્યો.

સોમનાથને જોઈને જીવશંકરે નિરાંતનો નિઃશ્વાસ મૂક્યો. એક ક્ષણ એ પોતાની તમામ વેદના ભૂલી ગયો : 'સોમનાથ ! તું આવ્યો ? ક્યાં ગયો હતો ?'

બીજી ક્ષણે જીવશંકરને સોમનાથમાં કાંઈક ફેર દેખાયો. એ તાકીને જોઈ રહ્યો. સોમનાથ નજીક આવ્યો. એની પાસેથી પસાર થયો. જીવશંકરને અંગેઅંગ કમકમાટી આવી ગઈ. સોમનાથનું મુખ બદબો મારતું હતું. એના મુખમાં શરાબની

દુર્ગંધ હતી. એની આંખમાં દારૂનો નશો હતો.

'સોમનાથ! તેં શરાબ પીધો છે? તેં? શરાબ?'

સોમનાથ નશાખોરી આંખે જીવશંકરને જોઈ રહ્યોઃ 'હા.'

'શા માટે? તને આ શું સુઝ્યું?'

'મને પાયો—મેં પીધો—મજા આવી.'

'કોણે પાયો?'

'સવારે હું શહેરમાં ફરતો હતો. એક માણસે મારા ચહેરા ને શરીર સામે જોઈને કહ્યું કેઃ 'તું થોડો બ્રાન્ડી પી.' હું પીઠામાં ગયો. મેં બ્રાન્ડી પીધી. જરા તીખી કડવી લાગી પણ મજા આવી.

'શરમ નથી આવતી હરામખોર!' જીવશંકર રોષથી ગાજી ઉઠ્યો: 'મારી સામે આવી વાત કરતાં?'

'શરાબ શું બુરી ચીજ છે?' સોમનાથ પિતાની હાજરી સામે જીંદગીમાં પહેલી જ વાર પ્રત્યક્ષ બેપરવાઈ બતાવીને હીંચકા ઉપર બેઠો અને લાંબા હીંચકા ખાવા લાગ્યો.

'હે ભગવાન!' જીવશંકરે અસહાય રોષ બતાવવા માંડ્યો: 'મારા કયા ભવનાં પાપ આજ બોલે છે?'

'મી. જીવશંકર!' શરાબીની અર્ધશાણી ગંભીરતાથી સોમનાથ માથું ધૂણાવતો બોલ્યો: 'પૂર્વજોનાં પાપ બોલે છે. શું સમજ્યા?'

જીવશંકર ફાટી આંખે પુત્રની સામે જોઈ રહ્યો. શરાબી-ઓનાં તોફાનની, શરાબીઓની પાયમાલીની, શરાબીઓની સ્વજનો પ્રત્યેની કિન્નાખોરીની એણે અનેક વાતો સાંભળી હતી. શું સોમનાથ એ રાહે હતો? સોમનાથનું શું? પોતાનું શું?

જીવશંકર પરસાળમાં અધીરું પરિભ્રમણ કરવા લાગ્યો. સોમનાથની સામે જોઈ રહ્યો. વર્તમાન પ્રસંગનો સામનો કેમ કરવો એની એને કાંઈ સૂઝ ન પડી.

થોડી વાર એમને એમ એ ફર્યા કર્યો. પછી એને કોઈક બીજી પણ પહેલાં જેટલી જ કડવી વાત યાદ આવી હોય એવા અવાજે એ બોલ્યો : 'સોમનાથ! તને ખબર છે કે તારે અગિયાર વાગે પોલીસમાં જવાનું છે અને ત્યાં તારી બાને અંગેની કેફિયત નોંધાવવાની છે. એમાં તને સવાલ પૂછશે. એના બરાબર વિચાર કરીને જવાબ આપજે.'

'શું કહેવાનું છે?' સોમનાથ હેડકી ખાતાં બોલ્યો.

'સાચું અને હિતનું હોય એ કહેવું. આડી વાત કરવી નહિ.'

'અમથાલાલના પૈસા સંબંધે પૂછે તો કહું કે નહિ?'

'અમથાલાલના પૈસા? કયા પૈસા?'

'અમથાલાલે તમને ધીર્યા છે એ. ને જેના બદલામાં તમે નીલમને એની સાથે વળગાડી દીધી એ.'

'તું શું બકે છે?'

'ખોટું કહું છું? અમથાલાલ તમારી પાસે પૈસા નથી માગતા? સવાલ એ છે કે તમે એ પૈસાના બદલામાં નીલમને આપી છે કે પૈસાના વ્યાજમાં કે પૈસાના ઉપકારમાં? તમે શેમાં આપી છે એ તો કહો?'

'તું મૂર્ખ છો.' જીવશંકર કડવા ક્રોધથી બોલ્યો : 'પૈસાની વાત વળી તને કોણે કરી?'

'મોટી બહેન મને કહેતી હતી. તે વખતે મને નહોતી સમજાઈ. રાતે હું પછી કૂવા ઉપર ગયો હતો. ને એ કૂવાને કાંઠે મને બધી વાત સમજાઈ છે!'

'શું સમજાઈ છે?'

'મને એક વાત સમજાઈ છે કે નીલમનું સગપણ મોટી બહેનની ઉપરવટ થઈને તમે કર્યું છે. નીલમનું લગ્ન તમે નીલમનાં નહિ પણ તમારા હિતને નજરમાં રાખીને કર્યું છે. મોટી બહેનને એ વાત કબૂલ ન હતી. એટલે મોટી બહેને આપઘાત કર્યો છે!'

'ચૂપ કર. નાને મ્હોંએ મોટી વાત કરતાં લાજતો નથી?'

'હું શું ખોટું કહું છું?'

'બસ કર. નશામાં તને ભાન નથી. હવે સાંભળ. પોલીસમાં તને પૂછે તો તારે એમ જ કહેવાનું છે કે, એકની એક પુત્રીનાં લગ્નના અવસરે મારી માતાને હરખ સનેપાત જેવું થઈ ગયું હતું.'

શરાબનો ધૂમ વેરાતો હોય એમ સોમનાથની આંખો એકદમ નિર્મળ થઈ. એના આખા યે વદન ઉપર સમાનતાનું ચેતન ઝબક્યું, હીંચકો બંધ કરીને એણે પૂછ્યું: 'તમે મને જૂઠું બોલવાનું કહો છો? તો તમે પોલીસને મળીને મારી હકીકત લેવરાવવાનું જ મંડાવી વાળજો. બાકી હું જૂઠું નહિ બોલું—નહિ બોલી શકું.'

સોમનાથ થોડી વાર ચૂપ રહ્યો. પછી બોલ્યો: 'મારી માતાના જીવનને મેં નથી સુધાર્યું. હું એનું મૃત્યુ નહિ બગાડું.'

'આમાં બગાડવાની વાત ક્યાં છે?'

'સુધરવાની વાત ક્યાં છે? શું નીલમનાં લગ્નથી મારી માતા હરખઘેલી થઈ ગઈ હતી? શું એણે તમને એ લગ્ન નહિ કરવાની આજીજી નહોતી કરી? અરે મારા જેવા એના પત્થર જેવા પુત્રને પણ શું એણે સમજાવવાં પ્રયાસ નહોતો કર્યો? એની સમજૂત જ્યારે કાંઇ ફાવી નહિ, જ્યારે એને એમ સમજાઈ જ ગયું કે નીલમનાં લગ્ન અમથાલાલની સાથે થવાનાં જ, ત્યારે એણે આ સાહસ કર્યું. પોતાનો વિરોધ સક્રિય સ્વરૂપમાં બતાવવાનો એક માત્ર રસ્તો એણે લીધો.'

'તે તું જ મને કહે ને કે અમથાલાલમાં વાંધો શું છે?'

'એ હું નથી સમજતો. પણ એટલું તો જરૂર કે એને કંઈક પણ સંગીન વાંધો તો હતો. અને એ વાંધાને માટે એણે એનો જીવ સસ્તો કર્યો. હું બીજૂં કાંઈ નથી સમજતો. બીજું કાંઈ નથી જાણતો. હું તો એટલું જાણું છું કે મારી માતાએ આત્મહત્યા કરી છે.'

'એમ?'

'હા. અને એ આત્મહત્યા માટે તમે જવાબદાર છો.'

'સોમનાથ!'

'આજે તમે મને ચૂપ નહિ કરી શકો, આજે હું બોલવાનો અને બોલવાનો. મારી માતા જેવી હોય તેવી, પણ મારી માતા હતી. એની આત્મહત્યા ન સમજાય એવી વિકલતા મારામાં પેદા કરે છે. આ ઘર મને ખાવા ધાય છે. આ દિવાલો મને કડવી યાદ આપે છે. નીલમ મને કડવી ઝેર જેવી લાગે છે. અમથાલાલ મને દૈત્ય જેવા દેખાય છે. અને તમે.....'

'અને હું?.....'

'હું નથી કહેતો. એટલી છેલ્લી આમન્યા મને જાળવી રાખવા દો. પણ એક વાત છે, હિમાચળ જેવી અચળ. હું તમારી સાથે રહી શકીશ. નહિ. તમે વ્યવહારમાં રચ્યાપચ્યા છો. તમારે ધંધો છે. તમારી પાસે પૈસા છે. અમથાલાલ જેવું પડખું છે. તમે મારી માતાને ભૂલી જશો. કદાચ અમથાલાલની જેમ બીજી પણ કરશો. ભલે કરો. પણ હું હજી જુવાની છું, ને...ને...આત્માહત્યા કરનાર આપની તો પત્ની હતી, પણ મારી તો માતા થાય. એનું રૂપ મારી આંખ સામેથી ખસતું નથી. એનું મૂડું મારી થાળીના અનાજનો કણે કણ તપાસે છે, ને એની આંખોના ખાડા એ કણકણમાં નીલમનું કેટલું લોહી, પોતાનું કેટલું લોહી, નીલમનાં કેટલાં આંસુ, મારાં કેટલાં આંસુ છે એ જુએ છે ને વાળે છે. હું તમારી સાથે નહિ રહી શકું. હું આ ઘરમાં નહિ રહી શકું.'

સોમનાથ ઉભો થયો. ડેલી તરફ ચાલવા લાગ્યો. શરાબનો સહજ પણ નશો અત્યારે એનામાં નહોતો દેખાતો.

'સોમનાથ! સોમનાથ!' જીવશંકર હેબતાઈને બૂમ પાડી ઉઠ્યા. 'ક્યાં જાય છે, મને મૂકીને?'

'હું જાઉં છું ને ફરીને પાછો નહી આવું. આ ઘરનું અન્નજળ મારે હરામ છે.'

ડેલી બંધ કરી સોમનાથ બહાર નીકળી ગયો. પાછળ કાંઈક અર્ધ બૂમ અર્ધ ચીસ જેવું સંભળાયું. કાંઈક ધબાકા જેવું થયું. એ તમામ પ્રત્યે ઉપેક્ષા બતાવીને સોમનાથ પહેરેલે લૂગડે પિતાના ઘરમાંથી નીકળી ગયો.

[ ૪ ]

પરિણીતાઓને હોય છે એના કરતાં નીલમની સ્થિતિ વિચિત્ર થઇ ગઈ.

હરઆળાની આત્મહત્યાને કારણે, ઘરમાં અજંપો હોય, વિષાદ હોય, શોક હોય વગેરે કારણે ખુદ જીવશંકરની સૂચનાથી નીલમને લગ્નના વળતા જ દિવસથી સાસરે રોકી લેવામાં આવી હતી. અને લગ્ન અંગેની ખાવાપીવાની યોજના અમથાલાલની સૂચનાથી પડતી મૂકવામાં આવી હતી.

હરઆળાના આત્મહત્યાના વર્તમાન સારા યે શહેરમાં હાહાકાર મચાવનાર થઈ પડ્યા. કોઇને કંઈ, તો કોઇને કંઈ એ વિષે કહેવાનું હતું. સામાન્યતઃ પ્રચલિત માન્યતા હરઆળાને હરખ સન્નેપાતની હતી. માત્ર ત્રણ માનવીઓ હયાત હતાં કે જે સાચી વાત જાણતાં હતાં. એક જીવશંકર જે પત્નીના આપઘાત ને પુત્રના પરિત્યાગની એવડી ઉપાધિના ભાર નીચે અર્ધભ્રમિત જેવો થઈ ગયો હતો, તે બીજો સોમનાથ, તે અર્ધ પાગલ જેવો શહેરના પરામાં ને સીમમાં રખડતો ફરતો હતો, ને ત્રીજી નીલમ. એ ત્રણેની મનોદશા જુદી જુદી હતી, છતાં ત્રણે મૌન રહ્યાં હતાં.

અને શહેરના લોકો સામાન્યતઃ હરખ સન્નેપાતમાં માનતા હતા. એ માન્યતાએ ક્યાંય ક્યાંક સ્ત્રીઓની તાલીમને વગોવી પણ ખરી. ક્યાંક ક્યાંક બુઢ્ઢા ડોસાં કહેતાં હતાં કે : ' આ તે ભણતર કેવું કે જે સ્ત્રીઓને દુઃખ તો શું પણ સુખ જીરવવાની યે તાકાત નથી આપતું ? આ તે માટીનાં માનવી બનાવે છે કે માનવીની માટી બનાવે છે ? '

પોલીસે જીવશંકર ઉપર પડેલી આપદા પારખીને બધું બની શકે એટલું સજ્જનતાથી ટૂંકું કર્યું. પોલીસે જીવશંકરની હકીકત લીધી. અમથાલાલની હાજરીમાં નીલમને એક બે સવાલો પૂછી જોયા. સોમનાથને માતાની આત્મહત્યાના આઘાતથી પાગલ જેવો બનેલો માની રસ્તામાંથી રખડતો પકડી મેજીસ્ટ્રેટ સન્મુખ રજૂ કરી બતાવીને મુક્ત કરી દીધો.

બપોરના બે વાગતામાં તો પોલીસે બધું પતાવી લીધું. કાગળિયા તૈયાર કરી લાસ સોંપી દીધી.

અને પછી શબને નનામીમાં બાંધીને સહુ શ્મશાને ઉપડ્યા. ચાર કલાકમાં ડાઘૂ પાછા ફર્યા.

ને જીવશંકર શૂન્યમુખે ખાલી ઘરમાં માથે હાથ દઈને બેઠો.

ને નીલમ એને સાસરે ગઈ.

ને સોમનાથ ક્યાં ગયો એ કોઈએ ન જાણ્યું;

[ ૫ ]

'નીલમ' તે સાંજે સાડા છ સાત વાગ્યાને સુમારે અમથાલાલે કહ્યું: 'તમે જરા ફરવા ચાલશો? આખો દિવસ ઘરમાં બેસી રહેવાથી મનનો કલેશ નકામો વધશે. ખૂલ્લી હવામાં મન મોકળું થશે.'

માતાના અવસાનના આઘાતથી નીલમ વિકળ બની ગઈ હતી. એની આંખો રોઈ રોઈને સૂઝી ગઈ હતી. એનો ચહેરો આંસુઓથી જાણે ફૂલી ગયો હતો.

'રડવાથી હવે શું વળવાનું છે? હોનહાર હો ગઈ. મરનાર એને ગમતું હોય કે ના ગમતું હોય તો યે મરી ગયું છે.

જીવનારે એને ગમતું હોય કે ના ગમતું હોય તોયે જીવવાનું રહે છે.'

નીલમ આરામખુરશી ઉપર માથું ઢાળીને પડી રહી.

અમથાલાલ એની સામે આવીને ઉભા: 'ઉઠો. મોઢું ધૂઓ. જરા ચાહ પીઓ. જે થઈ ગયું છે એને મિથ્યા કરવા માટે આપણાથી હવે શું થઈ શકે એમ હતું?'

નીલમની સૂકી આંખો ભીંજાઇ. એની આંખોમાં આંસુ આવ્યાં. અમથાલાલને એ આંસુ કેમ ખાળવાં, આ રડતા ચહેરા ઉપર હાસ્ય કેમ પૂરવું એની સૂઝ ના પડી.

અમથાલાલ પાણી લાવ્યો. નીલમને પાયું. એનાં આંસુ લૂંછી નાખ્યા. નીલમને એમણે ચાહ પાઈ. માવજત અને કાળજીના ભાર નીચે શોકને દાટી દઇને અમથાલાલે નીલમને શાંત કરી. પછી બન્ને જણ ગાડીમાં ફરવા નીકળ્યાં.

રસ્તામાં બે ચાર માણસો એ ગાડી અને ગાડીમાં બેસનાર સામે મૂઢ જેવા તાકી રહ્યા. એક આધેડ પુરુષ તો ક્યાંય સુધી ગાડી સામે તાકી રહ્યો. નીલમના ગાલ શરમથી લાલ રંગાયા. અમથાલાલ હસ્યાં:

'આ બધા મારા પરિચિત મિત્રો છે. તેઓ ગાડી સામે શા માટે તાકી રહે છે એ તમને સમજાય છે?'

'ના.'

'એમને અજુગતું લાગે છે. હું મારી પત્ની સાથે બેસીને ફરવા નીકળું એ એમને તદ્દન અકલ્પ્ય વસ્તુ લાગે છે!'

'કેમ? એમ?' નીમલના અંતરમાં શરમ ઉભરાતી હતી.

પરંતુ અમથાલાલના અવાજની ઉષ્મા, એના વર્તનની હુંફ એ શરમના હીમને ગાળતી જતી હતી.

અમથાલાલ હસ્યા: 'મારી આજ સુધીની છાપ જુના જમાનાના માણુસની છે.'

નીલમની આંખો સહેજ પહોળી થઈ. એની સામે જોઈને અમથાલાલે જવાબ આપ્યો: 'પણ હવે મેં એ બધું પલટાવી નાંખવાનો ઇરાદો કર્યો છે. તમે ગભરાશો નહિ.'

'હું શું કામ ગભરાઉં?'

'કારણુ તો ખાસ ન હોય, પણ મને મોટી ઉમ્મરનો માની લ્યો એથી. મારી ઉમર ભલે ચાલીસ બેતાલીસની હોય, પણ મારું હૃદય જુવાન છે. મેં તો તમને હરવા, ફરવાની, બધી છૂટ આપવા ધારી છે.'

'છૂટ? મને હરવા ફરવાની?'

અમથાલાલે નીલમના અવાજમાં હર્ષમિશ્રિત તાજુબી વાંચી. એ એને પ્રિયકર લાગી. જેટલી એ તાજુબી પ્રિયકર લાગી એટલી નીલમ એને પ્રિય દર્શન લાગી. અમથાલાલનો અર્ધ-ખુઝર્ગ દેહ જાણે નવજુવાનીના સાહસિક તેજથી ધોવાયો.

'હા. આપણે સાથે હરશું, સાથે ફરશું. આપણે સાથે રાણીના બાગમાં ફરવા જશું. નાટક સિનેમા જોશું. સાથે હવા ખાવા જશું.'

નીલમને કેદખાનાના સળિયા ઉઘડતા દેખાયા. હૃદયની પાંખડીઓ ઉઘડવા લાગી.

થોડી વાર ગૂપચૂપ ગાડી આગળ ચાલી. પોતે જુના જમાનાને કાંચળીની માફક ઉતારી નાંખવા માગે છે ને નવા

જમાનાને વધાવી લેવા માગે છે, એના પહેલા પૂરાવા તરીકે અમથાલાલે નીલમને પૂછ્યું:

'ગાડી તમારા પિતાના ઘર તરફ લેવી છે? તમારે જવું છે?'

નીલમને માતાના અવસાનની ક્ષણભર ભૂલાયેલી વાત યાદ આવી. એની છાતીમાં ડૂમો ભરાયો. માતાનો દેહ એની આંખ આગળ તરવરી ગયો. એની આંખમાં આંસુ આવ્યા. ડૂસકાતે અવાજે એણે કહ્યું : 'ના, મારે નથી જવું.'

નીલમે પિતાને ઘેર જવું જોઈએ અને સાંજે સાંજે સાથરો બેસતો હોય એમાં હાજરી આપવી જોઈએ એમ અમથાલાલ માનતો હતો. પિતાને ઘેર જવાનો ઈન્કાર સાંભળીને અમથાલાલને મૂંઝવણ થઈ પડી. એ નાતને દુભવવા નહોતો માગતો. નીલમને રાજી રાખવાના અંતઃકરણપૂર્વક પ્રયાસ પણ કરવા માગતો હતો.

'તમે જાઓ તો ઠીક કહેવાશે.' અમથાલાલે સમજૂતિના સૂરે કહ્યું.

'મને નથી જવું.' નીલમે ધીમે સાદે પ્રત્યુત્તર આપ્યો.

'પણ ગયા વગર તે કાંઈ ચાલે?'

'તમે મને ફરજ પાડતા હો તો હું જઈશ, પણ...' નીલમના અવાજમાં કાંઈક મક્કમતા, કાંઈક અસહાયતા હતાં,

'પણ...શું?' અમથાલાલે પૂછ્યું. નીલમની પિતાને ઘેર જવાની અનિચ્છા પોતે પોતાના ગાર્હસ્થ્ય માટે આશાસ્પદ ગણવી કે વ્યવહાર માટે ઉપાધિકર ગણવી એ અમથાલાલને ન સમજાયું.

'પણ...પણ મને મારા પિતાનું ઘર કાળ જેવું લાગે છે.'

અમથાલાલ ચમક્યો. અનેક તર્કવિતર્કના પંખીઓ એવા મગજના આકાશમાં શંકાની પાંખો ફફડાવવા લાગ્યાં. આવી જુવાન પુત્રી શા માટે પિતાને ઘેર જવાની આવા સખત શબ્દોમાં અનિચ્છા દાખવે છે? અને...અને શા માટે એની માતા આત્મહત્યા કરે છે?

અમથાલાલ ચૂપ રહ્યો. શંકાનું શૂલ એને ખૂચવા લાગ્યું. એ શંકાને એ પોતાના હૃદયમાં પણ મૂર્ત સ્વરૂપ નહોતો આપી શકતો, એટલે એને એ વધારે ને વધારે સત્તાવનારી લાગી.

નીલમે અમથાલાલ સામે જોયું. એના વદન ઉપર છાયેલી તર્કવિતર્કની સખતાઈ છાઈ, એણે જોઈ. એણે કહ્યું: 'તમે મારા પિતાના ઘર તરફ ગાડી લેવાને બદલે બહારના ભાગ તરફ લ્યો. હું તમને એકાદ બે વાત કરું.'

અમથાલાલની સૂચનાથી ગાડીને શહેરના અંદરના ભાગ તરફ જતા રાહ ઉપરથી ગાડી તારવી, અને શહેરના બાહરના ભાગ તરફ લીધી. થોડીવારે શહેરના ઉદ્યમી રસ્તા વટાવીને ગાડી વૃક્ષરાજીથી આચ્છાદિત એવા, વનકૂંજ જેવા રસ્તા ઉપર દોડવા લાગી.

અમથાલાલ નીલમ સામે જોઈ રહ્યો. એને આ નાજુક પૂતળી વધારે ને વધારે રોચક લાગતી હતી. એના અંગેઅંગની સુકુમારતા, એની ચામડીની કુમાશ, એનું સચેત મુખ એનામાં છૂપો અનલ જગવતાં હતાં. આવી પૂતળી પોતાની છે એનો ગર્વ એના મનમાં આવ્યો. આવી પૂતળીને સર્વરીતે પોતાની કરવાનો મનસૂબો એને થયો. એનું શોકાર્ત વદન કહેતું હતું કે

એ કંઈક ચિન્તા ને ઉપાધિમાં છે. આ સોહામણા સુકુમાર મુખને લલિત હાસ્યથી ચમકાવવા માટે એની તમામ ચિન્તાઓ પોતાના રૂક્ષ દેહ ઉપર ઉઠાવી લેવાની આરત એને જાગી. રમણીય ને કમનીય નારી તત્ત્વનો આ અતિ રુચિક અંશ પોતાનો અને પોતાનો જ હોવાની મગરૂબી એનામાં જાગી. એને ગમતું પોતાને ગમતું કરવાની, એને પજવતું પોતાને પજવતું કરવાની એનામાં કામના જાગી.

'મારે તમને એક વાત કરવી છે. એ વાત મારે નહિ કરવી પડે એમ મારી ધારણા હતી. જરૂર ન હોય તો તમને હરગિજ નહિ કરવાની મારી મુરાદ હતી. તમારા દિલમાં મારે માટે મમતા હશે...'

'હશે ?'

'છે.' નીલમ ભૂલ સુધારતી હોય એવા અવાજે બોલી. 'તમારા દિલમાં કંઈક તર્કવિતર્ક પણ જાગ્યા છે. એનું સમાધાન મારે કરવું છે.'

નીલમ થોડીવાર ચૂપ રહી. એની આંખમાં ત્રાસ અને વિષાદના પડછાયા પડ્યા. કડવી યાદગીરીની જડતા એના વદન ઉપર છાઈ. અમથાલાલના અંતરમાં અન્ય સર્વ તપતી ભાવનાઓ અને વિચારોને દાબીને આ વ્યથિત દેખાતી બાળા પ્રત્યેની હમદર્દીની લાગણી ઉભરાઈ.

'તમે અત્યારે નહિ અને સ્વસ્થ થયા પછી મને કહેવા માંગતા હો તો પછી કહેજો.'

'પછી અને હમણાં મારે કાંઈ જુદી વાત નથી કરવી.

મારી માતાની આત્મહત્યાનું સાચું કારણ હું તમને કહેવા માગું છું.'

અમથાલાલની જિજ્ઞાસા સતેજ થઈ. એ નીલમ સામે જોઈ રહ્યો. આખરે એ સાચા રહસ્યથી વાકેફ થવાનો હતો. જે વાત એણે કળે કળે નીલમ પાસેથી રફતે રફતે જાણવા ધારી હતી એ વાત ખુદ નીલમ પાસેથી જ એને મુખેથી જ એ જાણવાનો હતો.

'મારી માતાએ આપઘાત કર્યો. કેમકે એ તમારી સાથેનાં મારાં લગ્નથી વિરુદ્ધ હતી.'

એક ક્ષણ અમથાલાલને પગ નીચેથી ધરતી સરકી જતી લાગી : 'શા માટે?'

'એની ભાવના મને સ્વતંત્ર અને સ્વાયત્ત જીવન ગાળતી જોવાની હતી. લગ્નના પક્ષાપક્ષ હું જ્યારે બરાબર સમજું ત્યારે મારી પસંદગીના જુવાન સાથે લગ્ન કરાવવાની હતી.'

'એમ?' અમથાલાલને વાત તરતી રાખવા માટે એક શબ્દ બોલવા સિવાય બીજું કશું ન સૂઝ્યું.

'એમણે મારા પિતાને સમજાવી જોયા. એમણે મારા ભાઈને સમજાવવા પ્રયાસ કર્યો. એમણે મને સમજાવી જોઈ. અને જો હું ઘરમાંથી નાસી જઉં, તો મારી સાથે જવાની કે મને જોઈએ એ અનુકૂળતા કરી આપવાની તૈયારી બતાવી.'

'એમ? એને મારા તરફ એટલો અણગમો હતો?'

'તમારા વિષે અંગત એમણે કાંઈ કહ્યું નથી, ને અંગત એમને કાંઈ ના હતું. એમણે મને જેવી કરવા ધારી હતી એવી

હું નથી થઈ શકવાની એ એક ખ્યાલ જ એમને સતાવતો હતો. પરંતુ મારા પિતા સમજ્યા નહિ. મારો ભાઈ સમજ્યો નહિ. મારામાં એમના ઉપદેશને અનુસરવાની હામ નહોતી, અને... અને એમણે આત્મહત્યાનો પંથ લીધો.'

'આપણા લગ્ન સામે એને વાંધો શો હતો?'

'મેં તમને કહ્યા સિવાય બીજો કશો નહિ. મારા પિતા તમારા દેણદાર છે અને તમે એને કાંઈ પૈસા ધીર્યા છે, એ વાત પણ એમણે મને કરી નહોતી.'

'ત્યારે તમને એની કેમ ખબર પડી?'

'મારા ભાઈને મારી બાએ કહ્યું હતું. હું છાની છાની એમની વાત સાંભળતી હતી.'

'તે તમને છાની વાતો સાંભળવાનો શોખ છે?' અમથાલાલાના અવાજમાં ઠપકાની કડવાશ હતી. આ વાત નીલમે જાણી એ એને બિલકુલ રુચ્યું નહિ.

નીલમે માથું નમાવીને જાણે ઠપકાનો બોજ સહન કર્યો: 'મારી જ વાત થતી હતી, એટલે સાંભળવામાં મને દોષ નહોતો દેખાયો. અત્યારે પણ નથી દેખાતો.'

'તમારા ભાઈને ચિત્તભ્રમ પણ આજ કારણે લાગુ પડ્યો છે?'

'હા. એને તો ચિત્તભ્રમ પણ વહારે ચડ્યો.'

નીલમના અવાજમાં છૂપાઈ રહેલી પરવશતા અમથાલાલને ખૂંચી: 'હું તમને કદિ સતાવીશ નહિ, બીજું શું કરું?'

'અને હું નિર્બળ નારી છું. હું...હું...તમને સુખી કરવા મથીશ. બીજું હું શું કરું?'

'મારે વધારે નથી જોઈતું. હું આધેડ થયો છું. મને કેટલીક આદતો પડી ગઈ છે. મારા વિચારો કેટલાક રૂઢ થઈ ગયા હોય, મારામાં એ આદતો અને એ વિચારોના ચીલાઓ તોડવાનું જોર છે કે નહિ એ હું નથી જાણતો. હું એ પ્રયાસ કરી જોઈશ. એમાં સફળ થાઉં તો મને ચાહજો. એમાં નિષ્ફળ જઉં તો ય મને તિરસ્કારશો ના. અને તમને હું મારા ચીલામાં ભાંગવાનો કદિ પ્રયાસ નહિ કરું. હું પોતે લગ્નને પવિત્ર બંધન માનું છું. એની પવિત્રતા જાળવી રાખવા, એને નિભાવી રાખવા હું મારાથી બનતું કરીશ.'

નીલમ અમથાલાલના ગરવા બનેલા વદન સામે જોઈ રહી.

'તમારી માતાએ આત્મહત્યા કરી એને માટે હું એમને અભિવંદુ છું. ન કરી હોત તો વધારે સારું થાત એવો મૂંગો ઠપકો એમને મારું હવે પછીનું વર્તન આપે એવી મારી ઉમેદ છે.'

અમથાલાલને નીલમના કપાળ ઉપર ચુંબન કરવાનું દિલ થઈ આવ્યું. એ ઉમળકો એમણે પ્રયાસે દાબ્યો.

ગાડી આગળ અને આગળ દોડતી જ જતી. ગાડી હવે એક સુંદર સરોવરની પરિક્રમા કરતી હતી.

સરોવરના કાંઠા ઉપરની વૃક્ષરાજીમાં પંખીઓ ગુંજતાં હતાં. ક્યાંક કોયલ ટહુકતી હતી. ક્યાંક લક્કડખોદ પોતાની ચાંચવતી ઝાડને ટાંકતો હતો.

બન્ને જણા ચૂપ, પોતાના વિચારોમાં મશગૂલ બેઠાં હતાં.

ને ધીમે ધીમે સંધ્યાના સોનેરી તેજ ધરતીને સોનેથી રસવા માંગતાં પથરાયાં.

[ ૬ ]

વળતા દિવસની સવારે જીવશંકર નીલમની ભાળ કાઢવા આવ્યો : ત્યારે નીલમને એણે ધાર્યા કરતાં વધારે ગમગીન, ને વધારે સ્વસ્થ જોઈ. એ પોતે ધંધા, રોજગાર ને ઘર બહારના અનેક અન્ય વ્યવસાયોમાં ચિત્ત પરોવીને પોતાની આપદા વીસરી જવાની સતત ને દેખાઈ આવે એવી મહેનત લઈ રહ્યો હતો.

પુત્ર ક્યાંક ચાલ્યો ગયો હતો. પુત્રી પોતાના નવા ઘરમાં થાળે પડતી હતી. આનુસંગીક તમામ ઉપાધિઓની અપેક્ષાએ હરબાળાના આપઘાતનો જખમ ધીમેધીમે પણ સીઝી જશે એવી જીવશંકરને શ્રદ્ધા આવતી જતી હતી. ધરતીકંપના પ્રચંડ આંચકા પછી આંચકાથી વેરાયેલાં ખંડિયેરો મધ્યે શેષ રહેલી જીવસૃષ્ટિ જેમ પૂર્વવત્ નિયત ક્રમે ચાલી જાય છે એમ હરબાળાના આપઘાત પછી એનું ગાર્હસ્થ્ય જીવન થાળે પડતું હતું.

એને લાગ્યું કે નીલમની પાંતિની એને કશી ચિન્તા રાખવાનું કારણ નથી. પરણેતર જીવનના ચીલામાં નીલમને ભાંગતાં વાર લાગશે નહિ.

સોમનાથ તરફની એને ચિન્તા હતી. એને કેવળ ચિન્તા નહિ પરંતુ ઉત્કટ ઉપાધિના રૂપમાં પણ ગણાવી શકાય, પરંતુ આખરે તો સોમનાથ છોકરો છે ને. એને તો વહેલા મોડું પહોંચી શકાય, પણ ન કરે નારાયણ ને ધારો કે નીલમને જ એવું થયું હોત તો ?

જીવશંકર એ ખ્યાલ માત્રથી જ ધ્રુજી ઉઠયો. પતિથી તજાયેલી, તરછોડાયેલી કંઈક બાળાઓની વાતો એણે સાંભળી હતી, અને કંઈક વાતોની એ કલ્પના કરી શકતો હતો. પતિને ખુશ રાખવાને ખાતર પોતાની પુત્રીને જેટલું નીચું ઉતરવું પડે એટલી નીચે ઉતરેલી જોવામાં પણ એને વાંધો નહોતો. ગમે તેમ કરીને પણ પુત્રી સાસરે રહે એ મુખ્ય વાત હતી. પુત્રી સાસરે જ શોભે એ એની, એના પૂર્વજોની અને દુનિયાની છેક કણ્વઋષિના કાળથી જગજૂની માન્યતા હતી.

એ સાસરે સુખથી રહે, સંતોષથી રહે, એ એના ભાગ્યની, કિસ્મતની, ઋણાનુંબંધની પૂર્વજન્મનાં કર્મોની વાત હતી. માબાપ તો પરણાવી આપે પણ કાંઈ ઘર થોડું ચલાવી આપે? ખરેખર કેટલીક કહેવતોએ અને પૂર્વજન્મની માન્યતાએ કેટકેટલા માબાપોને પરિતાપની મિથ્યાભસ્મકારક આગમાંથી ઉગાર્યા છે! સુખ નામનો યશ માતાપિતાને, અને દુઃખ તમામનો દોષ છઠ્ઠીના લેખને!

ખેર! પુત્રીનો પ્રશ્ન હવે ઉભો જ થતો નહોતો. પરંતુ જે સવાલ એની જીંદગીભર ઉભો નથી થવાનો એવી શ્રદ્ધા જીવશંકરને હતી એ પુત્રનો સવાલ એના ઈતબારનો ખૂરો દ્રોહ કરીને જીવતો થયો હતો. પુત્રના વર્તમાન સ્વરૂપના દર્શનની નીચે પુત્રની એની તત્કાલપૂર્વની મનોદશા જીવશંકરના લક્ષમાં ન આવી. એને લક્ષમાં લેવાની એને જરૂરત જ ન લાગી.

ને એમને એમ જીવશંકરના દિવસો વિતવા લાગ્યા–વિરાગી આત્મસંતોષભર્યા અને એકરાગી ઉજ્જડતાભર્યા.

[ ૭ ]

દારાશા મેરવાનજી રૂસ્તમજી શહેરના સન્માન્ય અને બુઝર્ગ દાક્તર હતા. પોતે ખાનગી ધંધો કરતા. સારું કમાતા ને સખાવતો પાછળ સારું ખર્ચતા, એમના દવાખાનામાં શ્રીમંત, ગરીબ સહુને સરખું સ્થાન હતું. 'દાદા'નો એ સ્વભાવ હતો કે કોઈ દરદી દવાના ભાવતાલ અને રોગમંત્રણાના મૂલ સંબંધે એમની સાથે વાત કરે તો એ પોતાની પૂરેપૂરી કીંમત જણાવતા. અને એ કીંમત શહેરના બીજા કોઈ દાક્તર કરતાં ઓછી નહોતી, બલ્કે કાંઈક વધારે પણ કોઈક કોઈક સંજોગોમાં રહેતી હતી. જો કોઈ કાંઈ પૂછે નહિ તો એ સામેથી કદિ કહેતા નહિ.

દાક્તર કહેતા કે: 'મને રોજ જેટલી શ્રીમંત દરદી પાસેથી આવક થાય એટલી હું મારા અકિંચન દરદીઓ પાછળ ખર્ચું ત્યાં સુધી મને વાંધો નથી. મારે હવે રળવાની જરૂર નથી. પરંતુ ધંધો કરવાની તો જરૂર છે.'

કોઈ કોઈ વાર 'દાદા' હસતા અને કહેતા કે: 'હું તો પોસ્ટઓફીસ જેવો છું. શ્રીમંત પાસેથી લઈને ગરીબને આપું છું. શ્રીમંતના પૈસા ઉપર મારી આવડતની ટિકિટ ચોટાડું છું ને એ પૈસા સીધા ગરીબને ઘેર જાય છે!'

દાદા ધંધામાં ને ધંધામાં બુઝર્ગ થયા હતા. આખા કારખાનામાં બનતા નાના મોટા બનાવના પ્રત્યાઘાત વહેલા મોડા એન્જીન ઉપર થાય છે, અને એથી ઇજિનેર કારખાનાની તમામ સારી માઠી વસ્તુનાં મૂલ આંકી શકે છે. તેમ માનવ શરીરના કારખાનાનો આ ઇજિનેર પણ સમજતો હતો કે જીંદગીમાં બનતા પ્રત્યેક બનાવની અસર માનવીના શરીર ઉપર થાય છે. દાદાનું

એક માનીતું સૂત્ર એ હતું કે: 'દરદ એ સામાયિક સ્થિતિ સંયોગોનો પ્રત્યાઘાત છે!'

ગરીબ હો, તવંગર હો, એકએક દરદીને એ બધી વાતો માયાથી પૂછતો. અને દવાની સાથે ઉપયોગી સલાહ આપતો.

એ સલાહે કંઈકનાં જીવન સુધાર્યાં હતાં. કંઈક આયુ એળે જતી રોકી હતી. કંઈક નાના મોટા કલેશો સાંધ્યા હતા. દારાશા શેઠ સાચેસાચ શહેરનો 'દાદો' હતો. પોતાના દરદીઓને એ ફી આપવાના સંચા સમો નહોતો. એને એમના પ્રત્યે લાગણી થતી, એમના અજ્ઞાન પ્રત્યે ખૌફ થતો. એમના મેલ પ્રત્યે રોષ જાગતો હતો. 'ખુદા જગત ઉપર દુઃખ નાંખવા હોય એટલા નાંખજે. દુષ્કાળ, ધરતીકંપ ને રેલ પણ ઉતારજે. પણ અજ્ઞાન એક માત્રને હરી લે.'

જુવાનીમાં આ પારસીએ જાહેર સેવાનાં કંઈ કંઈ સ્વપ્નાં સેવ્યાં હતાં. લોકનું દુઃખ એને ન સમજાય, ન જીરવાય એવો દાહ કરતું. દુઃખીઓ પ્રત્યેની ઉત્કટ હમદર્દી, એમની ગરીબાઈ, એમનાં અસાન, એમની ભૂખમરા અને તૃપ્તોદર વચ્ચેના નધણિયાતા પ્રદેશ વચ્ચેની રહેણી કરણી, લક્ષમાં લેવાનો ઇન્કાર કરતી.

ગરીબોની મફત માવજત કરવાને એ એમની અંધારી ખોલીઓમાં જતો. એ ખોલીઓની અસ્વચ્છતા, ભીડ, સંકડાશ એનું ભાન ભૂલાવતી. એ વખતે એ જાણે આંધળો બનતો. એની આંખમાં લાગણીનો જાણે નશો ચડતો. એવે સમયે એ બાળકોને તાબડતોબ નવરાવતો, એના લબાચા બહાર ફેંકી દેતો. એની અંધારી ખોલીઓ પાણીથી ભરી દેતો.

દાક્તરની નિષ્ઠુરતા જેટલો કોલાહલ જગવે, એના કરતાં વિશેષ કોલાહલ આ જુવાન દાક્તરની સેવાવૃત્તિએ જગવ્યો. કંઈકવાર એને મીલમાલેકો ને કારખાનાદારો તરફથી એના પોતાના સેવા કદમ હળવાં કરવાની સલાહ મળી. કંઈકવાર મિત્રો તરફથી ઉપહાસ દ્વારા ધૂન ઓછી કરવાની એને સૂચના મળી. પરંતુ જંગલમાં જેમ હાથી ઝાડપાન ખૂંદતો આગે અને આગે જાય, તેમ એ અજ્ઞાન અને કંગાલિયતના ગાઢ જંગલમાં આગે કદમ ભરવા મથતો હતો.

જાહેર શાળાઓમાં, જાહેર છાત્રાલયોમાં, અનાથાશ્રમોમાં એ પોતાની સેવાઓ આપતો. ત્યાં સહુને ધમકાવતો, ધક્કાવતો, સમજાવટને બદલે જોરતલબીથી સાફસૂફી કરાવતો.

અનેકોને દારાશા ધૂની લાગતો. અનેકોને સોંઘી જાહેરખબરોનો લોલુપ લાગતો. અનેકોને એ ક્રોધી લાગતો. એના રૂક્ષ સ્વરૂપની નીચે દુનિયાના દુઃખ માટે બળી રહેલી જ્વાલા જે સમજી શકતું નહિ એને દારાશાના આવા વિચિત્ર વર્તન માટે કંઈ કંઈ તર્કો આવા.

જ્યારે દારાશા શરૂશરૂમાં ગરીબોમાં ઘૂમવા લાગ્યો, ત્યારે ટીકાકારો કહેતા : એ પોતાનો ધંધો બાંધે છે, ને એ ખાતર જાહેરખબરની શોધમાં છે. પછી જ્યારે દારાશાનો ધંધો શ્રીમંતોમાં બંધાયેલો છતાં યે એ ત્યાં ઘૂમતો રહ્યો ત્યારે ટીકાકારો કહેતા કે એને જાહેર જીવનમાં આગળ વધવાની લોલૂપતા થઈ છે. પછી જ્યારે દારાશાએ શહેર સુધરાઈની સરકારી નિમણૂક અને માનદ્ મેજિસ્ટ્રસીનો બહુ માનભર્યો અસ્વીકાર કર્યો, ત્યારે

એને નહિ સમજી શકનારા કે નહિ સમજવા માગતા ટીકાકારોએ કહ્યું : ‘એ વિચિત્ર ને તરંગી માણસ છે!’

એવો એ દારાશા હતો. હવે તો એની જુવાનીનાં પાણી ઠંડા થયા હતા. હવે એની બુદ્ધિ જરા સ્થિર થઈ હતી. જીવનજંગમાં હવે એ યુધિષ્ઠિર બન્યો હતો. હવે ટીકાકારોની જબાન બંધ થઈ હતી. સારાયે શહેરમાં હવે વૃદ્ધાવસ્થાના મધસાગરમાં એ અનન્ય નાગરિક અને ‘દાદા’ તરીકે પ્રમાણાતો હતો.

એવા એ દાક્તર દાદાને ઘેર એક સાંજે અમથાલાલ આવ્યો. અમથાલાલ દાક્તરનો ગ્રાહક હતો. દાક્તર અમથાલાલના કૌટુંમ્બિક તબીબ હતા.

નીલમ અને અમથાલાલને વાત થઈ, તેને વળતે દિવસે—હરબાળાની ચેહ હજી લૌકિક પરિભાષામાં બુઝાઈ યે નહોતી—એની આત્મહત્યાને ત્રીજે દિવસે—અમથાલાલ દાદાને ઘેર ગયો હતો.

[ ૮ ]

‘કેમ છો બાવા ?’ દારાશાએ અમથાલાલને આવકાર આપતાં કહ્યું.

અમથાલાલ દાક્તરના પ્રભાવશાળી અને શ્વેત લાંબી દાઢીથી તપસ્વી જેવા લાગતા ચહેરા સામે જોઈ રહ્યો. ‘દાદા’ને એણે અનેક વાર જોયા હતા, પણ આજે એને એના વદન ઉપર અનેરૂ ઓજસ લાગ્યું. એની આંખનું શીતળ તેજ ત્રિભુવનના ત્રિવિધ તાપ સમાવનારું ભાસ્યું.

'દાદા' પાણીથી ડરતો માણસ તરવા શીખવા માટે જેમ ભૂસકો મારે એવી રીતે અમથાલાલે વાત આરંભ કરી દીધી: 'હું એક સલાહ લેવા માટે આવ્યો છું.'

'બોલો, મને સૂઝશે એ હું કહીશ.' એને સૂઝે એ નિખાલસતાથી સ્પષ્ટ કરી દેવાની એની નૈતિક હિમ્મતમાં અમથાલાલને જરાયે આશંકા નહોતી, એમ એના ચહેરા ઉપર છવાયેલી લાગણી ગંભીરતાથી દેખાતું હતું.

'દાદા, આપે દુનિયા જોઈ છે. આપને ઉમ્મર લાયક પુત્ર પુત્રાદિ પરિવાર પણ છે. નવા જમાનાના દોરથી આપ પૂરા માહિતગાર છો. હું નાનપણમાં કાંઈ ભણ્યો નથી. વિચારો કરી શકે એના કરતાં કમાઈ શકે એવા પુત્રો વધારે શાણા મનાતા એ યુગમાં મારો જન્મ અને મારો ઉછેર થયો છે. ત્રણ ચાર ચોપડી ભણીને હું મારા બાપની દુકાને બેઠો. ધંધામાં મારી નજર પડી. મારા બાપની મિલકતમાં મેં વધારો કર્યો. આજે સુખી ગણાઉં એવી મારી સ્થિતિ છે.'

'હું એ બધું જાણું છું.' દારાશાને વાતનો દોર ન સમજાયો.

'છતાં યે આ બધું પુનરાવર્તન મેં આપની પાસે ઈરાદાપૂર્વક કર્યું છે. કેમકે હું મૂંઝાયો છું. અને મારે આપની સલાહ જોઈએ છે.'

'શું છે? શેની મૂંઝવણ છે બાવા?'

'મારે આપની તબીબી સલાહ જોઈએ છે. મારે આપના અનુભવની સલાહ જોઈએ છે. હું આપની પાસે નિખાલસ

વાત કરવા માગું છું ને આપની નિખાલસ સલાહ મને આપો.'

'બોલો.'

'દાક્તર સાહેબ! ચાલીસ બેતાલીસ વર્ષનો માણસ સોળેક વર્ષની બાળા સાથે પરણે તો?'

'તમે તમારી પોતાની વાત કરો છો?'

'વાત મારી હોય કે બીજા કોઈની હોય એથી કાંઈ ફેર પડે છે?'

'ઘણો જ મોટો. નામ ઠામને સંયોગો સમજ્યા સિવાય વાતો કરીએ ને વિચારીએ ત્યારે આપણે કેવળ સિદ્ધાન્ત સ્થાપી શકીએ. જ્યારે નામ ઠામ સંજોગ વગેરે જાણતા હોઈએ ત્યારે માર્ગ વિચારી શકીએ.'

'મારી જ વાત છે.'

'બરાબર, હું પણ એ જ સમજ્યો હતો. હવે તમારે મને શું પૂછવું છે?'

'વાત એમ છે દાદા કે મારા લગ્ન તો થઈ ગયા છે. મારી પત્નીની માતા અમારા લગ્નનો ઉગ્ર વિરોધ કરતી હતી.'

દારાશા ચમક્યા: 'એક બે દિવસ પહેલાં એક ભણેલી ગણેલી હિન્દુબાઈના આપઘાતની વાત હતી એ જ?'

'જી, હા.'

'સમજ્યો.' દારાશા ગંભીર વદને ગંભીર અવાજે બોલ્યા: 'મેં તો એમ સાંભળ્યું હતું કે એકની એક છોકરીના લગ્ન વખતે એને હર્ષ ઘેલછા આવી ગઈ ને હર્ષના ઉન્માદમાં એણે આત્મહત્યા કરી.'

'હું પણ એમ જ માનતો હતો દાદા! પણ પાછળથી મને સાચી વાતની ખબર પડી. મારી પત્નીએ મને વાત કરી.'

'તમારી પત્નીની ઉમર સોળ વર્ષની છે?'

'હા.'

'મને તમે શું પૂછવા માગો છો?'

અમથાલાલે નીચે જોયું. એમને કપાળે એકાદ પરસેવાનું બુન્દ બાઝયું. એ એમણે હાથ વતી લૂછી નાંખ્યું.

'દાદા! મારી સાસુને મારી સામે અંગત વિરોધ નહોતો. એને તો આવાં લગ્ન સામે સિદ્ધાંતીક વાંધો હતો. એ સુશિક્ષિત હતી. એની નેમ તો પોતાની-પુત્રીને સ્વાયત્ત સ્વાશ્રયી જીવન જીવતી કરવાની હતી. પુરુષોને ઉઘાડી એટલા તમામ અવસરો ને એટલી તમામ તકો ઉપભોગતી કરવાની હતી. એની ઇચ્છા થાય તો, તેની સાથે, અને ત્યારે પરણે. મારી પત્નીના પિતાએ આગ્રહથી એને વહેલી પરણાવી એ એનો મુખ્ય વિરોધ હતો, મારી ઉમ્મર ચાલીસ વર્ષ ઉપર છે એ બીજો વિરોધ હતો.'

'હં, પછી?'

'દાદા! મારી સાસુનો વિરોધ સિદ્ધાંતીક હતો. પરંતુ મારી સામે વ્યક્તિગત વિરોધ પણ એ બતાવી શકે એવું છે.'

'શું?' અમથાલાલના કૃતનિશ્ચયી પરંતુ વ્યથાથી વૃદ્ધ બની ગયેલા વદન સામે જોઈને દાક્તારે પૂછ્યું.

'દાદા! આપ મારા જૂના તબીબ છો. મુરબ્બી સમા છો. પણ આપની સમક્ષ એ વાત હું આજ દિન તક ઉચ્ચારી નથી શક્યો. સ્થિતિએ સુખી, પૈસાની છૂટ, શરીરે તંદુરસ્ત,-મારી જુવાની જે રીતે 'એક સાચ્ચા જુવાનની જુવાની' જવી

જોઈએ એ રીતે નથી ગઈ.' અમથાલાલ વિષાદભર્યા વદને બોલ્યો: 'મારી પ્રથમ પત્ની કોઈ દિવસ પોતાના શરીરની બહાર નજર નહોતી નાંખી શકતી. અને......અને...મને મારું જીવન એ સમયે સાહજીક લાગતું. પણ...પણ...'

'પણ,' દારાશાનો ચહેરો જરા સખત બન્યો હતો: 'પણ શું?'

'પણ દાદા! મારાં બીજાં લગ્ન મારી સામે એક ગંભીર પ્રશ્ન રજૂ કરે છે. આપ તો અમારા હિન્દુઓના આચારવિચારો જાણો છો. અમારામાં પ્રથમ લગ્ન માટે કોઈ કારણ નથી હોતું. અને બીજાં લગ્ન માટે હરએક વાત કારણરૂપ બને છે. એવી રીતે મને પણ બીજાં લગ્નની જરૂર લાગી. અનેકોનાં પહેલાં લગ્ન થાય છે, તેમ મારું પ્રથમ લગ્ન થયું. અનેકોને બને છે એમ મારી પ્રથમ પત્ની અવસાન પામી. અનેકો કરે છે એમ મેં બીજું લગ્ન કર્યું. અનેકોને બીજાં લગ્ન માટે આપવા પડે છે એમ મારે થોડા ઘણા પૈસા પણ આપવા પડ્યા. અનેકો કરે છે એમ મેં કર્યું. દાક્તર અનેકો જેવો હું પણ મને એક સમજતો હતો. ગૃહસ્થ જીવનમાં અનેકોથી મને જરાયે જુદો સમજવાને મને કાંઈ કારણ હોય કે એવા કોઈ વિચારે કરવાની પણ મારા ધંધામાંથી મને ફુરસદ નહોતી મળી.'

'હં...પછી...?'

'પણ આજે હું મારી જાતને બીજાઓ કરતાં જુદી જોઉં છું. દાદા! ચાલીસ બેતાલીસ વર્ષ થયાં મને પણ મેં કોઈ દિવસ નથી વિચાર્યું કે હું તે મારા પૂર્વજોનો વારસો વધારવાનો સંચો છું કે ઇન્સાન છું? મારા પૂર્વજો જે જોઈ ન શક્યા

એના પ્રત્યે આંખો બંધ કરવી એ મારો ધર્મ છે કે મારા અનુજો જે વાતો જોશે, એની ઝાંખી કરવાનો પ્રયાસ કરવો એ મારો ધર્મ છે? દાદા! હું ગમે તેવો હોઉં પરંતુ માણસ બનવા માગું છું. સિદ્ધાન્તો જેટલા આગ્રહી હોય, એટલી એમાં બાંધ છોડ જરૂરી છે એ મારે બતાવવું છે. મારી પત્ની ભણેલી છે. બધુંય સમજે છે. એનામાં માત્ર હામ નથી, મારે એને એ હામ આપવી છે. આજે એ એની માતાના વિરોધની ઉપરવટ પોતાના આગ્રહે મારે ત્યાં આવી છે. એ મારે ત્યાં આવી છે એટલા માટે કે બીજો કોઈ રસ્તો પકડવાની એનામાં તાકાત નથી. મારે એનામાં એ તાકાત પૂરવી છે. એને સ્વેચ્છાએ પસંદગી કરવાની હોય તો યે એ મને પસંદ કરે એવી સ્થિતિ ઉભી કરવી છે. મારે બતાવવું છે કે ચાલીસ બેતાલીસ વર્ષે માણસની આદતો ચીલામાં પડી નથી જતી, આધેડ પુરુષોના સ્વભાવે રૂઢ થઈ ગયેલા હોવાથી એમની પત્નીઓને એમની પાછળ પાછળ ખેંચાવું પડે એવી મારી સ્થિતિ નથી. મારે બતાવવું છે કે સિદ્ધાન્ત તરીકે આ લગ્ન વિરોધને પાત્ર હોય તો યે અપવાદ તરીકે અવિરોધ્ય છે.'

'તમારો વિચાર ઉત્તમ છે.'

'પણ દાદા મને માર્ગ નથી સમજાતો. મારે શું કરવું જોઇએ? મારે કેવી રીતે કરવું જોઇએ?'

'તમારી પત્નીને આ લગ્ન ગમે છે?'

'એ કાંઈ કહેતી નથી.'

'તમે એને હજી આગળ ભણાવો ને?'

અમથાલાલે મસ્તક ધૂણાવ્યું : 'હવે એ શું ભણે ? અમારામાં પરણેલી સ્ત્રીઓ ભણતી નથી. અને ભણાવું તો ય સરવાળે શું અંજામ ? મારી અને એની વચ્ચે અંતર વધતો જ જવાનો.'

'તમે પણ ભણો ને અંતર ભાંગો.'

'દાદા મશ્કરી શામાટે કરો છો ? પાકે ઘડે કાંઈ કાંઠા ચડે છે ?'

'હં. તમે એને હરવા ફરવાની અને જે કાંઈ કરવું હોય એની છૂટ આપશો ને ?'

'મેં તો એને કુલમુખત્યાર છૂટ આપી છે. ઘર આખું સોંપી દીધું છે. ને એ પછી એને જ્યાં જવું હોય ત્યાં જઈ શકશે.'

'હં. તમારામાં છૂટાછેડાનો તો રિવાજ જ નહિ ખરું ને ?'

'હા. અમારામાં લગ્ન એ પવિત્ર મનાય છે.'

'કદાચ એટલા માટે જ સ્ત્રીઓની પવિત્રતા માટે તમે બધા આટલી કાળજી રાખો છો. તમે હિન્દુઓ અગલે ને ડગલે તમારી સ્ત્રીઓની અસ્મતની જે ચોકી કરો છો એના કરતાં તો માણસ કાચની કોડીને પણ બેદરકારીથી સાચવે છે.'

'કોમ કોમના જુદા જુદા આચારો છે ને ?'

'ચાલો. તમારામાં લગ્ન અવિચ્છેદ્ય છે એટલે બીજું શું થાય. હું તમને સલાહ પણ શું આપું ? સ્વભાવ સાચવીને સંભાળીને રહેજો. તમારી પત્ની પરવશતાને કારણે નહિ પણ હક્કથી રહે છે એમ માનજો. હવે એક પ્રશ્ન પૂછું ? તમે મને તમારી જુવાનીની જે વાત કરી એનું કોઈ પરિણામ તમે અત્યારે ભોગવતા તો નથી ને ?'

'ના.' અમથાલાલના અવાજમાં જરાક અવિશ્વાસ હતો એ દાક્તરથી અછાનો ન રહ્યો.

'અમથાલાલ ! મારી તમને સાચી સલાહ છે. એ સલાહ તમને ગમે કે ન ગમે એ જોવાનું કામ મારું નથી. એમાંથી તમે કેટલી અમલમાં મૂકો છો એ જોવાનું કામ પણ મારું નથી. મારી તમને સલાહ છે કે તમે કોઈ સારા ને સાચા તબીબની સલાહ લ્યો અને એ જે કાંઈ કહે એ પ્રમાણે અક્ષરશ: આચરો. મારી એમાં મદદની જરૂર પડે તો મને કહેજો. ન પડે તો મને ના કહેશો. બાકી મારી એ પણ સલાહ છે કે તમે આ આખી વાત નિખાલસતાથી તમારી પત્નીને કહો. એમની સાથેના વર્તનમાં તમારી જાતને એમને સ્થાને મૂકીને વર્તજો. તમે પત્ની હો ને બીજો કોઈ પતિ હોય ને એના જે કાંઈ કથન ને આચારથી તમને દુ:ખ થાય એવું લાગે, એનું તમે કદિ તમારી પત્ની તરફ ન કરજો. તમારાં લગ્નને સહનીય બનાવી શકશો. તમારાં વર્તુલો જૂદાં હોય તો એક બીજાની રેખા કાપવા ના મથશો.'

અમથાલાલ ઉભો થયો. દાક્તરનો અહેસાન માની ચાલતો થયો. દાક્તરની સલાહથી એના હૃદયમાં જે કાંઈ તરંગો ઉઠતા હતા એ એને પણ નહોતા સમજાતા.

એની પીઠ પાછળ જોઈને દાક્તર દારાશા સ્વગત બોલ્યા : 'આ માણસને જૂના ચીલા તોડતાં દેખાવું છે, પણ જૂના ચીલા તોડવા નથી. પત્ની ઉપર ઘરનો તમામ બોજ મૂક્યા પછી એ એને સ્વતંત્ર માને છે. એને પત્નીને ભણાવવી નથી, બીજાઓ નથી ભણાવતા માટે. એને પત્નીને સ્વતંત્ર કરવી

નથી–બીજાઓ નથી કરતા માટે. એની દાનત સારી છે. પણ.....એ માને છે કે કેવળ વાતો કર્યાથી જ સુખી જીવન જીવી શકાશે!'

દાક્તર થોડીવાર ચૂપ રહ્યા: 'સાસુના આપઘાતનો આ સ્મશાન વૈરાગ્ય હશે?! જો એમ ન હોય તો એના રોગમાં મારે ઊંડું ઉતરવું જોઈએ? હોય તો મારે......'

દાક્તર બંધ આંખે આરામખુરસી ઉપર બેઠા રહ્યા.

[ ૯ ]

દાક્તરનું નિદાન છેક જ ખોટું નહોતું. અમથાલાલનો સ્મશાન વૈરાગ્ય ઘસાઈ ગયા પછી એનાં ધંધાનાં ચીલામાંથી બહાર નિકળવાનું એને માટે સહેલું નહોતું. એ સ્મશાન–વિરક્તિના પાકા ઓળાની જેમ એના મનમાં એક વાત વસી ગઈ હતી કે નીલમને એણે કોઈ પણ માર્ગે વાળવાનો કે કોઈ પણ ચીલામાં ભાંગવાનો પ્રયાસ કરવો જોઈએ નહિ. એના હૃદયનો શુભાશય અને એની બુદ્ધિએ કબૂલ રાખેલી આ વાત એની ધંધાદારી વ્યગ્રતાના કાચમાંથી નીતરતાં નીલમને તેના માર્ગે જવા દેવાની વૃત્તિમાં પરિણમી હતી, અને હૃદયે હૃદય મળ્યાં ન હોય તો પત્નીને ઉપેક્ષા લાગે એવા આચારોમાં પરિણમી હતી.

વયનું અંતર, તાલીમનું અંતર, શુભાશયની આ કરૂણકથાને આછા ઘેરા રંગે રંગી રહી હતી. એ રંગમાં વધારે પાકા પટ બેસારવાને બજારમાં વિષમતા બેઠી, અનેકવિધ નાના મોટા અને સામાન્ય જનતાને ન સમજાય એવા કારણોને લઈને બજારમાં જબરી ઉથલપાથલ થવા માંડી હતી. મોટા મોટા કરોડપતિ ગણાતા શેઠ શાહૂકાર, દલાલ શરાફની ઈજ્જતનાં

જમાનાઓથી જામેલાં મનાયેલાં આસનો પાયેપાયામાંથી ને સાંધેસાંધામાંથી હચમચવા લાગ્યાં. જેની મૂંછના બાલની કીંમત લાખોની અંકાતી એની પેઢીઓના કડાકા હજારો ઘરમાં ને સેંકડો ધંધાઓમાં પાયમાલી જમાવી ગયા. બજારમાં જાણે કોઈ ગયબી ધરતીકંપનો આંચકો આવ્યો હતો અને ધંધાઓ, પેઢીઓ, આંટો, હુન્નરો, રોજગારીઓના ખંડિયેરોની નીચેથી દટાયેલાં માનવીઓની ચીસો કારમી કરુણતા ફેલાવતી હતી.

અમથાલાલ બધું ભૂલી ગયો. એનું ધ્યાન તમામ આ ધરતીકંપના આંચકાને પણ પોતાને અનુકૂળ કરી લેવાની પેરવીઓમાં રોકાયું. એણે સોના, ચાંદી, કારખાનાં, શેરો વગેરેમાંથી કસ કાઢવા માંડ્યો. જ્યાં જ્યાં છૂટો પૈસો ફરતો હોય એ કોઈ ને કોઈ પેરવીએ પણ પોતાનો કરી લેવાની એનામાં કારમી ભૂખ જાગી.

આ બધો વખત નીલમ ધારે તેવી સ્થિતિ ભોગવતી પત્નીત્વ ઉડાવી રહી હતી. એ જો પોતાને માને તો પરવશ હતી. એ જો પોતાને માને તો સ્વૈરવિહારી હતી. સ્વભાવે સાલસ હોવાથી એ કોઈ નોકર સામે ફરિયાદ નહોતી કરતી. એ ફરિયાદ કરે તો અમથાલાલ એ નોકરને રજા આપે એમાં એને કે કોઈ બીજાને શંકા નહોતી. એ ઘરમાં ખર્ચ કરે એ સામે અમથાલાલ વાંધો નહોતો લેતો. એ પોતાનાં કપડાં ઘરેણાં પાછળ જે ખર્ચ કરે એ સામે અમથાલાલ વાંધો બતાવતો નહોતો. અમથાલાલને બજાર આગળ ઘર ગૌણ લાગતું હતું કે અમથાલાલ ઘર પ્રત્યે હવે નિશ્ચિંત બન્યો હતો ?

પોતાની પત્ની તરફની દષ્ટિમાં પુરુષને વયનો પ્રશ્ન નથી જાગતો. પચાસ વર્ષનો પતિ પોતાની પંદર વર્ષની પત્ની તરફ જે પ્રકારની દષ્ટિ રાખે છે, તેમાં સમાન ગુણશીલ પચીસ વર્ષના પતિની દષ્ટિથી બહુ તફાવત નથી હતો. પોતાની કે પત્નીની વય ગમે તે હો, પુરુષને મન પત્ની એ પત્ની જ છે.

પત્નીની પતિ પ્રત્યેની દષ્ટિમાં પુરુષની વય, સ્વભાવ, શિક્ષણ, વગેરે તમામ મહત્ત્વના ભાગ ભજવે છે. કોઇ પત્ની પોતાના પતિ પ્રત્યે પુત્ર દષ્ટિથી જુએ છે, કોઈ બંધુ દષ્ટિએ જુએ છે, કોઈ આશકની નજરે જુએ છે, કોઈ પિતાની નજરે જુએ છે, કોઈ પોતાની સંતતિના પિતાની નજરે જુએ છે, કોઈ શેઠની નજરે જુએ છે. જગતમાં પોષક અને પોષ્ય વચ્ચે જેટલા વિવિધ સંબંધો છે એ તમામ લગ્ન સંસ્થામાં નજરે પડે છે.

ને ક્યાંક ક્યાંક પત્ની પતિને પતિ તરીકે જ જોઈ શકે છે. એવાઓના પ્રસંગમાં કાં તો હવશના નશામાં ઇશ્કનું અમી-બિન્દુ પડી ગયું હોય છે કે ઇશ્કના શરાબમાં હવશનું ઝેર પડી ગયું હોય છે. એ કાં તો સુખીમાં સુખી હોય છે ને કાં તો દુ:ખીમાં દુ:ખી હોય છે.

નીલમ એક અવિછેદ્ય જાળમાં પડી ગઈ હતી. એ પાશ એટલો તો મજબૂત હતો, કે એમાં સપડાનાર હરણી હોય કે સિંહણ હોય એ મહત્વની વાત નહોતી. એ પાશમાં ફસાયેલા-ઓની બુદ્ધિ ઉપર, હૃદય ઉપર જેટલો ભાર વધારે હોય એમ એ પાશ વધારે ખૂંચતો હતો. જગતમાં સર્વ સ્થળે ને સર્વ

કાળે જ્ઞાનની કીંમત અંકાઈ છે. અજ્ઞાનની કીંમત એક માત્ર હિન્દુ લગ્ન પ્રથામાં જ મૂલવાઈ છે.

નીલમના અંગ ઉપરથી જ્ઞાનનો, તાલીમનો અંચળો ઉતરતો જતો હતો. જે તાલીમ એ બાળાને મળી હતી એમાં બધું હતું. એક માત્ર ચીકાશ નહોતી. પરિણામે એ તાલીમ ચોટતી નહોતી. ઝભ્ભાની જેમ પહેરી શકાતી હતી.

કોરી કિતાબ ઉપર અક્ષરો લખાયા હતા. કોઈ એને ઉકેલે એ પહેલાં એ ભૂંસાતા હતા.

જાહેર મેળાવડાઓમાં નીલમ જતી, પરંતુ ત્યાંથી કાંઈ શીખીને આવતી કે શીખવી આવતી એ એ જાણતી નહોતી.

ને એમને એમ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. અમથાલાલનો શુભાશય હજીયે ય તાલીમ અને ખમીર વગર શબ્દોમાં રહ્યો. નીલમની તાલીમ યોગ્ય હામ સિવાય શોભાના પરિધાન સમી રહી.

એમને એમ ચારેક વર્ષો વીત્યાં. નીલમને વીસ વર્ષ થયાં ત્યારે એના જીવનમાં એક ગંભીર બનાવ બન્યો.

અમથાલાલ હૃદય બંધ પડવાથી અચાનક અવસાન પામ્યા.

અને નીલમ વિધવા બની.

# વિધવા

**અમથાલાલના** અવસાનને વળતે દિવસે એનો મોટો પુત્ર મુંબઈથી આવી પહોંચ્યો. એ અમથાલાલની મુંબઈની પેઢી સંભાળતો હતો. બાવીસેક વર્ષની ઉમરનો અને મેટ્રીકની પરીક્ષામાં એએક વાર નાપાસ થયેલો હતો. નિષ્ફળતાને આરે અભ્યાસ અધૂરો મૂકીને એ ધંધાદારી સફળતા સાધવા માટે બાપની દુકાને બેસી ગયો હતો. થોડી તાલીમ લઈને એ મુંબઈ ગયો હતો, ને મુંબઈ રહેતો હતો. એ પરણ્યો હતો ને એને એક પુત્ર હતો.

પુત્રે આવીને તમામ દોર હાથમાં લીધા. તમામ સંભાળી લીધું. ચોપડા કબજે કર્યા. એ પુત્ર હતો. એકનો એક હતો. એનો રસ્તો સાફ હતો. પોતાના પિતાના પગરખામાં પગ નાંખવામાં એને ક્યાંયે જરા સરખીએ મુશ્કેલી ના પડી.

પછી તો ઘરમાં, નાતમાં, સ્વામિનીનો પલટો થયો અને એ સ્થાને અમથાલાલની પુત્રવધૂ—ઉમાનાં

[ ૧ ]

શાસન ચાલવાં લાગ્યાં. પવનમાં જેમ ઘાસનાં તણખલાં નમે તેમ નોકર અને ઉપજીવી વર્ગ તમામ હવે એના ઉપર આંખ ઠેરવીને બેઠા.

અમથાલાલનું હૃદય બંધ પડ્યું અને નીલમની જીવન-લીલાનો જાણે અંત આવ્યો.

ઉમા અને નીલમને બનવાનો સંભવ નહોતો અને એ સંભવ સાચો પડ્યો. નાની વાતો મોટું સ્વરૂપ લેવા લાગી. નાના કલેશો મહાજંગનું સ્વરૂપ લેવા લાગ્યા. સાધારણ લેખાય એવી વાતો ગંભીરતમ ગણાવા માંડી. ખાવામાં, પીવામાં, સૂવામાં, નીલમ અને ઉમા વચ્ચે કોઈ ફાવટ ન આવી.

અને એક દિવસે કાંઈક નજીવી બાબતમાંથી ઉશ્કેરાઈ રહેલી ઉમા ખૂબ ઉશ્કેરાઈ. એ જાજરમાન સ્ત્રીએ નીલમને એક તમાચો ચોડી દીધો.

કોઈએ પોતાની જીવતી ખાલ ઉતારી હોય એવી નીલમને એ તમાચાએ વેદના કરી. એને ખૂબ ખૂબ પ્રયાસે સહનીય લાગતું વિધવા ઓરમાન સાસુનું જીવન સદંતર અસહ્ય થઈ પડ્યું.

અને લગ્ન પહેલાં જેનામાં ઘરની બહારના જગતમાં પગ મૂકવાની હામ નહોતી એ પતિના અવસાન બાદ જગતના જંગલમાં તે સમી સાંજે નાસી છૂટી.

રાતે ઉમાનો પતિ બહારથી ફરીને આવ્યો ત્યારે ઉમાએ એને પોતાની રીતે બધી વાત કરી અને વિધવા સાસુ ઘરનો અંધારો ખૂણો છોડીને નાસી ગઈ એ વાત કરી.

ઉમાના પતિને ઘરના માલિક તરીકે માતાની શોધ કરવાની પોતાની ફરજ ભાસી.

'ક્યાં ચાલ્યા ?' જાજરમાન ઉમાએ તીખા અવાજે પૂછ્યું.

'તપાસ તો કરવી જોઈએ ને ?

'તમારે તો મનામણાં કરીને પાછાં સ્થાપવાં હશે ઘરમાં કેમ ?'

'નાતજાતમાં આપણું ખોટું દેખાય એનો ખ્યાલ તો રાખવો જોઈએ ને ?'

'ખોટું તો કોને એને કે આપણે ? ખૂણો છોડીને નાસતાં એને શરમ ન આવે ને આપણે તપાસ ન કરીએ એની આપણને શરમ લાગે કેમ ?'

આ તર્કશાસ્ત્રનો જવાબ આપવાનું ઉમાના પતિને સહજ ન હતું.

'હું કહી દઉં છું કે મારે એવું જુવાન જોધ સાલ ઘરમાં ન જોઈએ. તમે તમારે એને રાખવું હોય તો રાખજો. હું મારા બાપને ઘેર જઈશ. કાં તો એ નહિ ને કાં તો હું નહિ.'

આ આવાહન અને એની નીચે ગર્ભિત રહેલી આશંકા ઉમાના પતિને પોતાને સ્થાને પાછો બેસારી દેવા પૂરતી હતી. ઉમાના નીલમ પ્રત્યેના વર્તનનો એને જાણે ખુલાસો મળી ગયો. એ ખુલાસો બરાબર તો નહોતો, પણ આવા કારણે એક વાર આરંભેલા કલેશ હિન્દુ નારી પછીથી છોડતી જ નથી, એટલું તો એ જુવાન વયમાં પણ સમજી શક્યો હતો.

'તું તો મૂરખ છો!' ઉમાના પતિએ પોતાના વસ્ત્ર ઉતારીને પાછા ખીલીએ ભરાવતાં પોતાનું પૌરુષેય સ્થાપનારી ટીકા કરી: 'લે હવે એક કપ ચહા તો બનાવી દે.'

અને સારી રીતે કે માઠી રીતે પણ એક સદા જાગ્રત રહેવાને સરજાયેલા કલેશનો જેમ તેમ પણ અંત આવ્યો એ ખ્યાલે અમથાલાલના પુત્રમાં આત્મસંતોષ પેદા થવા લાગ્યો.

[ ૨ ]

નીલમ વિધવા વેશમાં સમી સાંજના જાહેર રસ્તા ઉપર ચાલતાં સંકોચાતી, પોતાના ચાંદલો ભૂંસાયેલા મુખને સાળુમાં છૂપાવતી એ પોતાના પિતાના ઘર તરફ ચાલી.

એના હૃદયમાં કંઈ કંઈ વિચારો ઉભરાતા હતા. એની બુદ્ધિ કંઈ કંઈ તરંગો દોડાવતી હતી. એની માતાની સલાહ નહિ માનવાનો એને અત્યારે ખૂબ જ પસ્તાવો થતો હતો. માનવી માત્રના અંતરના અતલ ખૂણામાં કાંઈ ને કાંઈ વહેમ છૂપાયો જ હોય છે. એને લાગતું હતું કે એની માતાનો શાપ અત્યારે એને નડતો હતો, વિદ્યાવાન માતા ને જાજરમાન ઉમા વચ્ચે એના અંતરમાં સરખામણી થવા લાગી. એને મનમાં સહસા થયું કે એકના પરિત્યાગે એને બીજા સાથે પનારો પાડવાની વેળા આવી છે.

એના પિતાને ઘેર એ જશે? પિતાને ત્યાં રહેશે? પિતાને ત્યાં રહી શકાશે? ન રહેવાય તો શું? રહેવાય તો શું? પિતાના હૃદયમાં એને માટે કાંઈ પણ લાગણી હશે? એના પિતાએ સાચેસાચ પૈસાના લોભે જ એનું લગ્ન કર્યું હતું?

અનેક અસંબંદ્ધ તર્કોના તાણાવાણા અત્યારે એની બુદ્ધિને જાણે નાગચૂડ ભરી રહ્યા હતા. અનેક વિસંવાદી સૂર એના બહેરા મગજમાં કારમા મૌનના સન્નાટા છાઈ દેતા હતા. જગત આખું ચીસ પાડતું હોય એવી મૂંગી ચીસો એની બુદ્ધિ પાડતી હતી. જગત આખું નિર્જન હોય એવી કારમી નિર્જનતા એના હૃદયમાં પથરાતી હતી.

શહેર એનું એ હતું, રસ્તો એનો એ હતો, મકાનો એના એ હતાં. છતાં એ બધું એને અત્યારે જુદું જુદું લાગતું હતું. પોતે કોઈ ભયકારી પ્રેતસૃષ્ટિમાં ભૂલી પડી હોય એમ એને બધું અપાર્થિવ અને અસ્પર્શી લાગતું હતું.

ભાવીનો દોર સમજવાને માટે, પોતાનો રાહ નક્કી કરવા માટે એણે પોતાની બુદ્ધિના વાનર નૃત્યને સ્થગિત કરવાના ખૂબ પ્રયાસ કર્યા. પરંતુ એ કાર્ય એને ગજા ઉપરાંતનું લાગ્યું.

ને એમને એમ અખૂટ લાગતો પંથ પૂરો થયો. એ પોતાના લત્તામાં આવી. એ પિતાના ઘર પાસે આવી.

ને એનું હૈયું જાણે ધબકતું બંધ થયું. પિતાના ઘરને એણે જબરું તાળું લાગેલું જોયું.

પાડોશમાં જ એની સહિયર અને એકવારની સહાધ્યાયી રહાના વસતી હતી. એ ક્યાં ગઈ? ખબર મળ્યા કે રહાના ત્યાં નહોતી. શાળામાં રજા હતી. અને રહાના રજા ગાળવા પરગામ ગઈ હતી.

હવે શું? હવે એ ક્યાં જાય? શૂન્યમુખે શૂન્યચિત્તે એ પોતાના પિતાના ઘરના ઓટલા ઉપર બેઠી. ને એની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં!

[ ૩ ]

ધીમે ધીમે સાંજ સંકેલાતી હતી. અંધકારના રેષાઓ અજવાળાના ઉજળા પટમાં તાણાવાણા ખેંચીને એમાં શ્યામ-લતા પૂરી રહ્યા હતા.

પાડોશમાં એનાં કેટલાંક પરિચિતો રહેતાં હતાં. પરંતુ સંધ્યાકાળ સદા ઉતાવળનો કાળ છે. એવે સમે આંખે ઉડીને બાઝે નહિ એવું કાંઈ લોકને જોવાનો અવકાશ નથી. સાળુમાં મુખ છૂપાવેલું રાખીને ઓટલે બેઠેલી નારીને જોવાનો કોઈને અવકાશ નહતો. આસપાસનાં અનેક ઘરોમાંથી કોઈના ઘરની એ વહૂ હોય, દૂધવાળાની રાહ જોતી હોય, દાતણવાળીની રાહ જોતી હોય, રમવા ગયેલાં ને પાછાં નહિ ફરેલાં બાળકની રાહ જોતી હોય.—એ નારી અચૂક રીતે કોઈને કોઈની રાહ જોતી બેઠેલી દેખાતી હતી. ને સહુ માનવી પોતપોતાને મારગે વહ્યું જતું–દેવના દર્શને, બાગના વિહારે, કે સિનેમાના ચિત્રગૃહે.

એક વૃદ્ધા બહાર નીકળી. વર્ચસ્વભર્યા કુતૂહલની ખાસિયતે પ્રેરાયેલી ડોસીએ પોતાની ઝાંખી પડેલી આંખ ઉપર હાથનું નેજવું કરીને પૂછ્યું : 'એ કોણ બેઠું છે ?'

નીલમે ડોસીને પારખી. મતલબી, લોભી અને ચુગલખોર તરીકે એ ડોસીની એ લત્તામાં નામચીની એ જાણતી હતી. શીવ ડોસીને એ મહોલ્લામાં સહુ કોઈ ઓળખતાં ને ઓળખીને દૂર રહેતાં. છતાં અનેકોની ઉપેક્ષા વચ્ચે એ પોતાને પૂછે છે, અનેકોના માન વચ્ચે કોઈ જીવતું માણસ પોતાને સવાલ કરે છે, એ નીલમને હુંફાળું લાગ્યું.

'એ તો હું ડોસીમા !'

'તું કોણ ?'

'એ તો હું નીલમ.'

'નીલમ ?' નીલમ કોણ એ યાદ કરવા મથતાં ડોસીએ પૂછ્યું.

'જીવશંકરની દીકરી !'

'તું નીલમ ? જીવશંકરની છોડી ? હમણાં રાંડી એ ? તે તું અહીં અત્યારે શું કરે છે ?'

'મારા બાપને ઘેર આવી છું. ઘર બંધ છે તે બેઠી છું.'

'તે તારા બાપ તો મુંબઈ ગયા છે ને હમણાં ત્યાં જ રહેવાના છે.'

નીલમને હૈયે ધ્રાસ્કો પડ્યો. 'ચાવી કોઈને નથી આપી ગયા ?'

'ના રે જીવશંકર વળી ચાવી શું કામ આપે ? પણ તું ખૂણો છોડીને આવી શું કામ ?'

નીલમે જવાબ ન આપ્યો. એ ચૂપ રહી. એનું મૌન હજાર જવાબો કરતાં વધારે સારભૂત હતું.

ડોસીને પહેલો વિચાર નીલમને પોતાને ઘેર લઈ જઈને એણે ખાધું છે કે નહિ એ પૂછવાનો, એને શું દુઃખ પડ્યું છે એનાથી વાકેફ થવાનો થયો. પરંતુ પ્રત્યેક વસ્તુને પોતાના લાભાલાભના કાચમાંથી જોવાની એના થઈ પડેલા સ્વભાવે એને એ વિચારના અમલમાં કાંઈ પણ લાભ ન દેખાયો. ઉલટાની પારકી ઉપાધિને આંગણે ઉતરવા જેવું એ લાગ્યું. એણે કહ્યું :

'તે તારો બાપ ઘેર નથી, ને તું તારા ભાઈને ઘેર જા ને?'

'મારો ભાઈ ક્યાં રહે છે?'

'તે તને ખબર નહિ હોય?'

'ના. મા મને ખબર હોય તો પૂછું કાંઈ?'

'તારો ભાઈ રહે છે.........રહે છે.........બહારપરામાં ક્યાંક રહે છે. ત્યાં પૂછી જોજે ને કોઈકને!'

નીલમ ઉભી થઈ. વસ્ત્ર સંકોરીને ચાલવા માંડી. ડોસી એની પીઠ પાછળ જોઈ રહી.

'તે એનાથી સુખેદુઃખે એટલો ખૂણોય ન પળાયો? દુઃખ તો પડે પણ આમ કાંઈ સાવ શરમ છંડાય છે? આજ કાલની વાત જ બધી ન્યારી છે. અમારા વખતમાં તો કાંઈ આવું નહોતું.'

[ ૪ ]

પ્રત્યેક શહેરમાં હોય છે એમ બજાર એ શહેરના બરાબર બે ભાગ કરી નાંખતી હતી. એની એક તરફ શ્રીમંતો અને શ્રીમંતોના સંગાથીઓ તરીકે પોતાને મનાવતા ઉપલા મધ્યમ વર્ગના લોકોનો વાસ હતો. સામી તરફ ગરીબો, ગેરનસીબી અને ગેરઆબરૂ વસતાં હતાં. એ આખો ભાગ બહારપરાના નામથી ઓળખાતો હતો.

એના એક સાંકડા રસ્તા ઉપર એક જર્જરિત થઈ ગએલાં મકાનના પહેલા મજલા ઉપર એક અંધાર ખોલીમાં ત્રણ ચાર

માણસો બેઠાં હતાં. એ આખી ખોલી શરાબખોરીની ગવાહી પૂરતી હતી. માનવીઓના ખેંચાયેલા ઉજ્જડ ચળકાટભર્યાં લાલ કાળા ચહેરા, સૂઝેલી જેવી લાલ આંખો પણ એ જ ખુરાઈની કથની કહેતાં હતાં; શરાબ જાણે શરીરના હાડેહાડ-માંથી લોહી શોષી શોષીને એમની ચામડી ઉપર થિજાવતો હતો.

'આજ કાંઈ દલ્લો દલ્લો આવ્યો કે નહિ હરિદાસ ?'

જેને હરિદાસ કહીને સંબોધાયો હતો અને જેની આંખમાં શરાબીની પાસવાનીભરી ખંધાઈ ઓળા પાડતી હતી એણે જવાબ આપ્યો : 'ના રે યાર ! મેં પચ્ચીસ રૂપીઆ મૂક્યા હતા પણ આંક અવળો આવ્યો ને રૂપિયા ગયા. પણ સોમનાથ ! તમે નાકાવાળા ફકીરની રોજ ઉઠ બેસ કરતા તે એણે કાંઈ ન આપ્યું ?'

સોમનાથને આપણે પહેલાં જોયો ત્યારના સોમનાથમાં ને અત્યારના સોમનાથમાં આસ્માન જમીનનો ફરક છે. પહેલાંના સોમનાથની રગેરગમાં શેરબજાર વ્યાપી ગયું હતું. અત્યારના સોમનાથના બુન્દે બુન્દમાં શરાબ બદબો મારતો હતો.

હરીદાસના સવાલનો જવાબ આપતાં એણે કહ્યું: 'એ તો સાલો ઠગ હતો. પાંચ દશ રૂપિયા એની પાછળ ગાંજામાં ને મિઠાઈમાં ખુવાર થયો ને આખરે કાલ મને એણે આંક આપ્યો, તે ઉલટા ગાંઠનાં ગોપીચંદન પણ ગયાં. મેં તો એના ભરોસે બધું ય એની માથે માંડયું ને બધું ય ખોયું. હવે ખિસ્સા ખાલી.'

હરિદાસે ત્રીજા માણસ સામે જોયું: 'અને તમે લક્ષ્મીદાસ ?'

'હું પેલા જોશીનાં વર્તારા ઉપર મંડાયો. જોશી ખોટા, વર્તારો ખોટા, એનો આંક પણ ખોટો. ને પૈસા હતા તે ગયા એ સાચું!'

'ઠી...ઈ...ક' હરિદાસે શુષ્ક હાસ્ય કરીને કહ્યું: 'આપણે બધા નાદાર, બધા ખિસ્સા ખાલી, નાદાર બ્રધર્સ અનલીમીટેડ જેવા!'

સોમનાથે હોઠ પીસીને કહ્યું: 'હા. આબરૂને, 'લીમીટ' હોય છે. નાદારીને થોડી જ 'લીમીટ' હોય?

ત્યાં બારણામાં કાંઈક સંચાર થયો, કોઈક આવ્યું હોય એમ લાગ્યું. બધાએ ચમકીને બારણા તરફ જોયું.

બારણામાં વીસેક વર્ષની એક બાળા—સ્ત્રી—ઉભી હતી. એની આંખો વિકળ હતી. એનો ચહેરો વ્યગ્ર હતો. દુઃખની સફેદાઈને કારણે એ માનવી કરતાં પ્રેત જેવી વધારે લાગતી હતી.

સોમનાથની આંખમાંથી નશો ઉડી ગયો. એની આંખો ફાટી ગઈ. નર્યો નીતર્યો ભય. એના વદન ઉપર છવાયો. અંગેઅંગમાંથી ધ્રૂજતો. એ આવનારને અનિમેષ તાકી રહ્યો.'

'ભૂત! ભૂત!' એણે સીસોટી જેવી ચીસ પાડી.

'સોમનાથભાઈ!' આવનારે સખેદ અવાજે સાદ દીધો.

'ભ...ભ...ભૂ...ત!' સોમનાથે કંપતા તૂટતા અવાજે કહ્યું ને એણે આંખો ઉપર હાથ દીધો.

'ભૂત? કોનુ ભૂત?' હરિદાસે વ્યગ્ર થતા વદને પૂછ્યું.

'મારી બાનું. એ કુવામાં પડીને મરી ગઈ છે. એનું ભૂત! ઓ ભગવાન!'

આવનાર સ્ત્રી ફિકકું હાસ્ય કરીને અંદર આવી. 'મોટા

ભાઈ! મારી સામે તો જો. હું ભૂત છું? હું ભૂત નથી. બા બિચારી ભૂત થાય એવી હતી? ભૂત થઈનેય તને પજવે એવી હતી? હું ભૂત નથી. બાનું ભૂત નથી. કોઈનું ભૂત નથી. હું તો નીલમ છું.'

'નીલમ! નીલમ!' સોમનાથે પોતાનો હાથ આંખો ઉપરથી ખસેડ્યો: 'ન...ન...નીલમ! તું અહીં ક્યાંથી? શા માટે મારી ગેરઆબરૂ જોવા આવી?'

'ભાઈ! હવે તો મારે આવ્યા સિવાય છૂટકો નથી. હું વિધવા થઈ છું. તારો આસરો જંખું છું.'

'વિધવા થઈ? મારો આસરો જંખે છે? હું તને ક્યાંથી આસરો આપું? મારી પાસે શું છે? રહેવાને ઘર નથી. ખિસ્સામાં પૈસો નથી. તું તારે જવું હોય ત્યાં જા. મને અહીં સબડી રહેવા દે.'

નીલમ છોભીલી પડી ગઈ. બહાર રાત પડી હતી. એ ક્યાં જાય?

સોમનાથના અંગેઅંગમાંથી શરાબી કૌવત જાણે હીજરી ગયું. 'નીલમ! તું જા, અહીંથી ચાલી જા. અહીં તારે રહેવું લાજમ નથી ને તારે માટે જગ્યાએ નથી. બાની આત્મહત્યા પછી હું તો બધું ભૂલ્યો છું. બધું પરવારી બેઠો છું. સભાન હોઉ ત્યારે કુવાનાં અંધારા જલમાંથી બાના પ્રેતને નીરખીને કાંઠા ઉપર પગ પાડતાં જોઉં છું. હું બાને ઉગારી શક્યો હોત—મેં ન ઉગારી—મેં બાનું ખૂન કીધું—મેં બાનું લોહી પીધું—હું માતૃ હત્યારો છું—મારી યાદગીરી—મારાં પાપ ભૂલાતા નથી—જરવાતાં નથી—દારૂમાં ડૂબાવું છું—બેન! માવડી! મારી જીવતી કબર ઉપરનું બારણું તું ખોલ ના. મસાણમાં જંપેલા

મૂંદો તું જગાવ ના. તું વિધવા છો. દુર્ભાગ્ય તારાં એટલાં. પણ મારે પનારે આવીને એ દુર્ભાગ્ય ગાઢાં શું કામ કરે છે? તું તો શ્રીમંત પતિની વિધવા. તારી પાસે પૈસા હશે? તારા દેહનાં એ મૂલ તું શરાબખોરીમાં ડૂલાવવા કાં માંગે?'

'મારી પાસે પૈસા નથી. મારી પાસે સાધન નથી.'

'નીલમ! તું એ બધું મેળવી શકીશ. નેકીથી મેળવી શકીશ. તું ભણેલી છો. તું તારું દુઃખ જીરવી શકીશ. તારું મન બીજામાં પરોવી શકીશ. હું ભણેલો નથી. મારી વ્યથા ભૂલી શકતો નથી. બળતી સગડીએ તારી દોરી બાંધ ના.'

'હું ક્યાં જાઉં?'

'તું જા. ગમે ત્યાં જા. અહીં તું નહિ રહી શકે. ક્યાંય સ્થાનક ન હોય તો હિન્દવાણી ને વાવકૂવા સંઘરતા આવ્યા છે એમાંથી કોઈક પૂરી દે. સ્ત્રીઓમાં તો એ હિંમત હોય છે. બામાં હતી. તારામાં હશે. હું એક દુર્ભાગી મને એ હામ નથી. હું યે આપઘાત જ કરી રહ્યો છું. મારો પંથ ન્યારો છે. બધાં પાણીમાં ડૂબે છે. હું શરાબમાં ડૂબીશ.'

'પણ ભાઈ! મને એકાદ બે દિવસ પણ આસરો આપ. હું બાપુજીને મુંબઈ કાગળ લખું, એનો જવાબ આવે ત્યાં સુધી તો વાસો દે.'

'મા! માવડી! જોગમાયા! મારે તને બધું કરવું જોઈએ, તે હું કાંઈ કરી શકું એમ નથી. આ ઘર મારું નથી. હું તો રાતે રસ્તા ઉપર સૂઈ રહીશ. તને ત્યાં કેમ સૂવારું? હું ભૂખ્યો છું ને રહી શકીશ. તને ભૂખી કેમ રાખું? તું જા. અને...... અને......નીલમ! તારામાં બા માટે કાંઈ લાગણી હોય, મારે

માટે કાંઈ હોય તો ભવિષ્યમાં મને શોધીશ ના. હું જીવતો મૂઓ છું ને મને મૂએલો માનજે. એટલું તારી પાસેથી પાય લાગી માગું છું.'

નીલમ જડ જેવી ઉભી રહી. હવે એણે ક્યાં જવું ? એક ક્ષણ એનો વિચાર પાછો પોતાના અસલ ઘર તરફ જવાનો થયો. પરંતુ ઉમાની નિષ્ઠુર જાજરમાન મૂર્તિ ઝેરીલી નાગણની જેમ એની સામે દરવાજા રોકતી એની કલ્પનામાં ઉભી થઈ. એ ઉભી રહી ઉંબર ઉપર હાથ ટેકવીને–મૂઢ જેવી, પત્થરની પૂતળી જેવી.

હરિદાસે ધીમેથી કહ્યું : 'એમ તરછોડો છો શા માટે બહેનને ? બહેન ભલેને ચાર પાંચ દિવસ મારે ઘેર રહે. મને તો તમે ઓળખો છો ને ?'

સોમનાથે આંખો ઉપર હાથ મૂક્યા. ગોઠણમાં માથું નાંખીને એ બેઠો. 'એમ કરો. બહેન ! તું જા હરિદાસભાઈને ત્યાં. તારે માટે સારામાં સારી એ એક જ ગોઠવણ છે.

હરિદાસ ઉભો થયો. એણે નીલમને કહ્યું: 'ચાલો બેહેન !'

ભાઈની સામે એક છેલ્લી નજર નાંખીને નીલમ હરિદાસની પાછળ ચાલી નીકળી.

[ ૫ ]

હરિદાસનું ઘર કંગાળ હતું. એની સ્ત્રી દરિદ્રી અને ઝઘડાળુ હતી. એનાં બે છોકરાં કજીયાળાં અને મેલાં હતાં. સુગ, વ્યથા વગેરેને દબાવીને નીલમે ત્યાં રાત ગાળી.

વળતે દિવસે સવારના પહોરમાં હરિદાસ બહાર ગયો.

બપોરવેળાએ એ એક માણસને લઈને પાછો ફર્યો. બન્ને જણાં આનગી વાત કરવામાં પરોવાયાં.

નીલમને મનમાં થઇ આવ્યું કે એ વાત એને લગતી હતી. છૂપાઇને સરવાકાન માંડીને એ એ વાત સાંભળવા લાગી.

એ વાત સાંકેતિક ભાષામાં હતી. પરંતુ 'રૂપિયા' 'ગાડી' 'સોમનાથ' વગેરે શબ્દો સુસ્પષ્ટ હતા. કેટલીક વાત એણે સાંભળી. કેટલીક એ અનુમાની શકી.

અને જે વાત એ દ્વારા એ પાર પામી ગઈ એથી એ હાડે-હાડમાં થરથરી ગઈ. હરિદાસ એનો સોદો કરતો હતો. પાંચસોથી સાતસો રૂપિયાના વળતરમાં એ નીલમને આવનાર માણસને વેંચી દેવાની તજવીજ કરતો હતો. નીલમને સમજાવું કે પૈસા ભેગા કરીને શરાબબાજી ને આંકફરકમાં ઉડાડવાને માટે હરિદાસ ગમે તેવા મેલા ધંધા કરવામાં પણ પાછો પડે એમ નહોતું.

પાશમાંથી છૂટવાને હરણી જેવી વ્યગ્ર ચંચળતા નીલમમાં આવી. દુઃખના ઓથાર નીચે ચંપાયેલી એની તાલીમ ધીમે ધીમે બહાર આવી. એને રસ્તો સૂઝાવવા લાગી.

હરિદાસ અને એની સાથેના માણસને વાત કરતાં મૂકીને એ કંઈક સાધારણ બહાને નીકળી. અને ઘરની બહાર નીકળ્યા પછી ઝપાટાબંધ આગળ અને આગળ ચાલવા લાગી.

એણે સાંભળ્યું હતું. વાંચ્યું હતું કે મુંબઇ શહેરમાં વિધવાઓની વહાર કરનારી સંસ્થાઓ છે. એને શહેર પણ અનેક વ્યથા ઉપજાવનારી યાદગીરીઓ કરાવનારું થઇ પડ્યું હતું. એ મુંબઈ જાય, આ મેલા શહેરની ધૂળ પોતાના પગ

ઉપરથી ખંખેરી નાંખે, મુંબઈ શહેરમાં જ્યાં લાખો માનવીઓ પોષાય છે, ત્યાં પોતાનું કાંઇક પણ કરી લ્યે, કદાચ એના બાપની પણ એ ભાળ મેળવે—મુંબઇ જવામાં ઘણા પ્રત્યક્ષ પરોક્ષ લાભો હતા. આ શહેરમાં રહેવામાં કોઈ લાભ ન હતો. એ મુંબઈ જ જાય એ રાહ એને માટે બહેતર હતો.

પણ મુંબઈ પહોંચવું કઈ રીતે? મુંબઈ સુધીની ટીકીટના પાંચેક રૂપિયા થાય. ને એની પાસે પૈસા નહોતા. પૈસા ઉપજાવવાનું સાધન નહોતું.

પાંચ રૂપિયા! હજારો રૂપિયાને એકવાર નજરે જોનારીને આજે પાંચ રૂપિયા પ્રાપ્ત કરવાનો પ્રશ્ન આવ્યો?

પોતે કઈ રીતે પાંચ રૂપિયા મેળવી શકે? પૈસા જ્યારે બનાવાયા છે ત્યારે એને મેળવવાનો કોઈ ને કોઈ રાહ તો હોવો જોઇએ. રેલ્વેવાળાએ જ્યારે ટિકિટના પાંચ રૂપિયા ઠરાવ્યા છે, ત્યારે ગાડીમાં બેસનાર એ પાંચ રૂપિયા ક્યાંથી લાવશે એનો પણ એણે વિચાર કર્યો હોવો જોઇએ. પોતે તો તાલીમ લીધી હતી. એ તાલીમ એને અત્યારે કાંઈ મદદગાર થવી જોઇએ.

એનામાં લાયકાત હતી. કઈ અને કેટલી? સ્ત્રીઓ શું કરે તો એને પૈસા મળે?

એ ચાલતી હતી, અને ચિન્તવતી હતી. એ ચિન્તવનના પરિણામ રૂપ એનાં અંતરમાં એક ઝેર સીંચાતું હતું. એને મળેલી તાલીમ નિર્વીર્ય હતી. એ કાંઇ કરી શકે એમ નહોતી. કોઈ સારા બંગલાને એ શોભાવે એવી હતી. વાડી વજીફામાં મહાલે એવી હતી. જગતની રંગભૂમિ ઉપર ખેલાતા નાટકના

એક સરસ પ્રેક્ષક તરીકે એ દીપી નીકળે એમ હતું, પરંતુ જો એ રંગભૂમિ ઉપર એને પોતાને જ ઉતરવાનું હોય તો ?...

એકાએક એને મનમાં કાંઇક વિચાર આવ્યો. એ વિચાર હતો કે અકસ્માત પ્રકાશ હતો એ ન સમજી શકી.

અને એ ઝપાટાબંધ વિદ્યાલયના મકાન તરફ ચાલવા લાગી.

[ ૬ ]

વિદ્યાલયનાં મુખ્ય વ્યવસ્થાપિકા વિદ્યાલયનાં વર્ગોને રજા આપીને વિદ્યાલયના શિક્ષણ–મકાનોથી થોડે દૂર આવેલાં પોતાના નાના ઘાટીલા મકાનના પરસાળમાં બેઠાં બેઠાં હીંચતાં હતાં. એમની સામે જરા દૂર એક નાની ટીપાઈ ઉપર ચાહનો પ્યાલો અને પાનદાની પડેલાં હતાં.

મોટી બહેન–સુલોચના–હીંચકા ઉપર ધીમે ધીમે હીંચતા હતાં. એમની આસપાસ ખીલેલાં કમળની પાંખડીઓની જેવી પત્થરની સૃષ્ટિ પથરાઇ હતી. એ અચેત્તન સૃષ્ટિમાં નવા પ્રાણ પૂરવાના સુલોચના બહેનના મનોરથ હતા. એમની તમન્ના અને તિતિક્ષા સંબંધે એ મત હતાં જ નહિ. એમનો આગ્રહ માન માગી લ્યે એવો હતો.

‘ મોટી બહેન !’

દૂર ભૂતકાળમાં સાંભળેલો ને અત્યારે લગભગ અપરિચિત બનેલો દેખાતો એવો અવાજ આવ્યો. એમણે પાછળ નજર કરી. એણે પોતાની પાછળ એક શીર્ણ વદનવાળી જીર્ણ વસ્ત્રોવાળી જુવાન સ્ત્રી જોઈ. પોતે એને ક્યાંક કોઇકવાર જોઈ છે એવો ‘ બહેન’ને ખ્યાલ આવ્યો.

'આવો બહેન!' ગૌરવથી સુલોચનાએ એને આવકાર આપ્યો. એને એની વિદ્યાર્થીનીઓ સિવાય બીજું કોઈ 'મોટી બહેન'ના નામથી સંબોધતું ન હતું. એને લાગ્યું કે આ એની અનેકોમાંથી એક વિદ્યાર્થીની હોવી જોઇએ. સાધારણ રીતે કન્યાઓને કેળવણી આપતી શિક્ષિકાઓની સ્મરણ શક્તિ ચકોર હોય છે. સુલોચના બહેન અપવાદ રૂપે હતાં. 'તમારું નામ?' સુલોચના બહેન ગૌરવથી હસ્યાં: 'તમને જોયાં યાદ આવે છે. પણ નામ ચૂકી ગઇ છું.'

'મારું નામ નીલમ. હું વિદ્યાલયમાં ભણેલી.'

'નીલમ? તમે કયા વર્ગમાં ભણતાં હતાં?'

'છઠ્ઠામાંથી મૂક્યું.'

'ત્યારે બહેન બરાબર. છઠ્ઠામાં મારા કલાકો નહિ ને. એટલે ખાસ ખ્યાલ કેમ રહે?'

'હું હરબાળા બહેનની પુત્રી.'

'હરબાળાની પુત્રી તમે? એમ! 'હરબાળા તો અમારા વિદ્યાલયની ઘણી જ હોશિયાર શિષ્યા હતી.' ને તમે એનાં પુત્રી! વખત પણ કેટલો વેગથી જાય છે?' સુલોચના ઉદ્વેગ-ભર્યા આશ્ચર્યથી બોલી. એણે હરબાળાના આપઘાતની વાત સાંભળી હતી. એવી શિષ્યાનાં અકાળ અવસાન ઉપર એને ખેદ પણ ઉપજ્યો હતો. એની પુત્રી એની પાસે અત્યારે શા માટે?

'હં, શું કામ છે મારા જેવું બહેન?'

નીલમની આંખમાં આંસુ આવી ગયાં.

'બહેન!' નીલમે રડતે અવાજે કહ્યું: 'હું દુઃખી છું. તમારી મદદ માટે આવી છું.'

સુલોચના નીલમ સામે જોઈ રહી. નીલમે આગળ ચલાવ્યું. 'મોટી બહેન! હું વિધવા થયા પછી જેને હું મારું ઘર માનતી હતી, ત્યાંથી મારે પહેરેલે લૂગડે ચાલી નીકળવું પડ્યું. મારા બાપ મુંબઈ છે. મારો ભાઈ મને આશ્રય આપી શકે એવી આર્થિક કે માનસિક સ્થિતિમાં નથી. એક માણસને સજ્જન માનીને રાતનો આશરો લીધો ને એણે મને વેચી નાંખવાની ચાલબાજી આદરી. હું ત્યાંથી નાસી.'

સુલોચનાનાં વાર્ધક્યના ભારથી નમેલાં ભવાં ઉંચા થયાં: 'તમે બહુ હેરાન થયાં.'

'મોટી બહેન! મને મારી અસહાયતા જેટલી પજવે છે એટલી મારી હેરાનગતિ નથી મૂંજવતી. હું છેલ્લે તમારી પાસે આવી. મારી પાસે પૈસા નથી. પૈસા બીજેથી કેમ મેળવવા એ હું જાણુતી નથી. અનેક સ્ત્રીઓને મેં ભીખ માગતી જોઈ છે. ને હું તમારી પાસેથી ભીખ માગું છું. મને મુંબઈ પહોંચવા જેટલા પૈસા આપો!'

'તમે મુંબઇ જઇને શું કરશો? તમારા પિતા પાસે?'

'ના. હું મારા પિતાને ત્યાં નથી જવાની. હું ત્યાં કોઈ વિધવા આશ્રમમાં જઇશ ને ગમે તેમ મારા દિવસો પૂરા કરીશ.'

'તમે અહીં ન રહી શકો? અહીં હું તમને વિદ્યાલયમાં કંઇક ને કંઇક કામ આપી શકીશ.'

'મારે મોટી બહેન! આ શહેરમાં નથી રહેવું. આ આખું શહેર મને ત્રાસ ઉપજાવે છે. પિતાએ મારા ઉપર જે આશાઓ બાંધી હશે, એય હું ન પૂરી કરી શકી. માતાની મહત્ત્વાકાંક્ષા

પણ હું પૂરી કરી શકી નહિ. અભણ સ્ત્રીઓ જે કરી શકે છે એ હું ન કરી શકી. ભણેલી સ્ત્રીઓએ જે કરી શકવું જોઇએ એ હું ન કરી શકું. આ શહેર મને સ્મશાન જેવું ખાવા ધાય છે.'

'પણ તો શા માટે તમારા પિતા પાસે તમે નથી જતાં?'

'મોટી બહેન! મારા પિતા પાસે તો હું નથી જ જવાની. એને બદલે તો મારે કોઇ કૂવો પૂરવો પડે તોય પૂરીશ.'

'એવું બોલીયે નહિ. જિંદગી છે. વારાફેરા સહુને આવે છે. ચિત્રવિચિત્ર રંગોથી મૂંઝાવું જોઇએ નહિ. આપઘાત એ કાયરોનો રાહ છે. તમારે એવો વિચાર કરવો જોઇએ નહિ.'

'મારામાં એવી કાયરતાની યે હિમ્મત નથી. જીવવું કપરું છે. મરવું એથીયે કપરું છે. પણ–પણ...'

'એમ કર બહેન! તારે મુંબઈ જવું હોય તો ખુશીથી જા. ત્યાં એક વિધવા વિવાહ સહાયક સભા છે. હું તને એના ઉપર ભલામણ પણ લખી આપીશ. તને મુંબઈ સુધી પણ હું પહોંચાડીશ.'

નીલમ સુલોચનાના પગમાં શિર ઝુકાવી પડી. ને એ વૃદ્ધ શક્ષિકાના ચરણોને આંસુના અર્ઘ્ય આપીને પ્રાંજલ દશામાં ક્યાંય સુધી પડી રહી.

[ ૭ ]

વિધવા વિવાહ સહાયક સભાના મંત્રી મહાશય સનતકુમાર વકીલ સભાની કચેરીમાં ટપાલ વાંચવા બેઠા હતા.

નીચે મુંબઈ શહેર ગાજતું હતું અને એ શહેરના કોલાહલના એ પણ એક અંગભૂત હોય એટલી સ્વસ્થ બેપરવાઈ એમના વદન ઉપર હતી.

પોતે ઉછરતા વકીલ હતા. મહત્ત્વાકાંક્ષુ હતા. કંઈ કંઈ ખુરશીઓની મોહિની આ નટરાજને આંજી રહી હતી. પોતે આ સભાના મુખ્ય મંત્રી પદે આવ્યા હતા. સભાને પોતાને કામ ઓછું હતું. જાહેર ખબરો, જાહેર સભાઓ, જાહેર મેળાવડાઓ અને જાહેર અપીલો વગેરેની અનેકવિધ પરંતુ એકોદ્દેશીય જાહેરાતને કારણે સભાનું નામ જાણીતું થઈ ગયું હતું.

એટલે સભા ઉપર ટપાલ દ્વારા અરજીઓ આવતી. મુખ્ય મંત્રીને અરજીઓ વાંચી જવાની હતી. એક પગારદાર કારકુન હતો. એ આ અરજીઓને દફતરે બાંધતો. એક નોંધપત્રક રાખતો. મુખ્યમંત્રી સૂચના કરે એ મુજબ ટપાલ લખતો.

સનતકુમાર સવારની ટપાલ વાંચતા હતા. ટપાલનો મોટો ભાગ પુનર્લગ્નના ઉમેદવારોનો હતો. સામે કારકુન બેઠો હતો. બિનપગારદાર માનદ મંત્રી અને પગારદાર કારકુન વચ્ચે વાતચિતની છૂટનો જેવો સંબંધ હોય છે એવો સંબંધ એ મંત્રી અને કારકુન વચ્ચે પણ હતો.

'પુનર્લગ્ન માટે ઉમેદવારો તો ખૂબ છે અને રોજ નવી નવી અરજીઓ આવતી જાય છે. પણ વિધવાઓ બહાર નથી પડતી.' શ્રી. વકીલે ટપાલ વાંચીને ટીકા કરી.

'ઘરમાં જુલમ સહન કરે, દુરાચાર આચરે, એ બધુંય એ સહન કરે, છતાં પુનર્લગ્નનો ઉઘાડો રસ્તો લેવાને બહાર ન આવે.' કારકુને મંત્રીના સૂરમાં ટેકો પૂરાવ્યો.

'હારતો. આમ જુઓ તો કહેશે, કે આપણે સ્ત્રીઓ માટે કાળજી નથી રાખતા. અને આમ રસ્તા ઉઘાડા કરીએ ત્યારે કોઈ વિધવા બહાર ન આવે. આ જુઓને આપણે ત્યાં

પુનર્લગ્ન માટે પુરુષ ઉમેદવારોની જેટલી અરજીઓ આવે છે તેના દશમાં ભાગની માંગ પણ આપણે પહોંચી શકીએ એટલી વિધવાઓ જ ક્યાં બહાર આવે છે.'

'પુનર્લગ્નનો રસ્તો નહોતો ત્યારે ચોમેરથી એની જ જરૂરત બતાવાતી હતી. ને રસ્તો ઉઘડ્યો એટલે એ પંથે જનાર કોઈ નથી.'

ત્યાં પટાવાળો એક ચીઠ્ઠી લઈને આવ્યો. મુખ્ય મંત્રીએ ચિઠ્ઠી વાંચી: 'અંદર બોલાવ.' એમણે પટાવાળાને કહ્યું. ને નીલમ ત્યાં આવી. પ્રવાસથી મેલાઈ ગયેલાં કપડાં ને વિષન્ન વદન સમેત એ અંદર આવી. ને એણે મુખ્યમંત્રીના હાથમાં સુલોચનાનો પત્ર મૂક્યો.

મુખ્ય મંત્રીએ પત્ર વાંચ્યો. ભગવાનની પ્રાર્થના ભકતે સાંભળી હોય અને એ પોતાના પત્રપુષ્પ સાથે અર્ચના કરવા માટે હાજર થયો હોય એવો આનંદ એ પત્ર વાંચીને મુખ્ય-મંત્રી સનતકુમાર વકીલના અંતરમાં ઉભરાયો.

'વિદ્યાલયનાં અધિષ્ઠાત્રી આ પત્ર દ્વારા તમારી ઓળખાણ આપે છે. પરંતુ તમે કોઈ ભલામણ ન લાવ્યા હોત તો પણ આ સંસ્થા તમને સહાય કરત. અમારે ત્યાં જે કોઈ વિધવા આવે તેની પાસેથી ભલામણ માગવાનો શિરસ્તો નથી.'

પોતે ભલામણ પત્ર માગવાનો અપરાધ નથી કર્યો એ બતાવવાને નીલમે કહ્યું: 'મને તો સુલોચના બહેને પત્ર આપ્યો.'

'બરાબર, બરાબર. તમે એમ કરો આજ એકાદ દિવસ આરામ લ્યો.'

નીલમને આરામ લેવાની વાત ન સમજાઈ. ન સમજાઈ એટલા માટે કે પોતે ક્યાં આરામ લ્યે એ એ જાણતી નહોતી. એનો મનોભાવ પામી જઈને શ્રી. વકીલે કહ્યું: 'તમે હમણાં મારે ઘેર રહી શકશો, તમારી ઇચ્છા હશે તો !'

'આપનો અહેસાન થયો, ભાઈ!'

'નારે અહેસાન શાનો એમાં ? અમારી દુઃખી બહેનોની વહાર કરવાની અમારી ફરજ છે.'

'આપને અગવડ ન હોય તો એક વાત પૂછવી છે.' નીલમે સંકોચાતાં કહ્યું.

'બેલાશક.'

'આપ મને કેવા પ્રકારનું કામ સોંપી શકશો ?'

'કામ ?' સનતકુમારને કામની વાત ન સમજાઈ. 'કામ શા માટે ? તમારે કામ શા માટે કરવું જોઈએ ?'

'મારે કંઈક તો કરવું જોઈશે ને ?'

સનતકુમાર નીલમના પ્રશ્નનો અર્થ પોતાની રીતે સમજ્યો. જે રીતે એ સમજી શક્યો એ રીતે એ જવાબ દેવા લાગ્યો:

'ના. તમે ધારો છો એટલી વાર લાગવાની જ નથી. અને વચગાળામાં તમારે કશું કામ કરવાની જરૂર પણ નથી. તમે એકાદ દિવસ આરામ લ્યો. પછી તમને અમારી પાસે આવેલી અરજીઓ બતાવીએ, એમાંથી તમે નક્કી કરો એને બોલાવીએ અને પછી વિધિમાં તો વાર જ નહિ લાગવાની.'

નીલમ આ ખુલાસા દરમિયાન વિસ્ફારિત નયને સનતકુમાર સામે જોઈ રહી હતી. એણે ખિન્ન પરંતુ મક્કમ અવાજે કહ્યું: 'મારે પુનર્લગ્ન તો નથી કરવું.'

'શું ?' વકીલે ચકીત આંખે પૂછ્યું. કોઈ પણ વિધવા પુનર્લગ્ન કરવાની ના પાડે એ એને મન એક મહા અજાયબી હતી. તમામે તમામ વિધવાઓ પોતાના મનમાં પુનર્લગ્નની કારમી ભૂખ સેવી રહી છે, માત્ર હીંમત અને સંયોગોના અભાવે જ એમ કરતાં સંકોચાય છે, એ એની રૂઢ માન્યતા હતી. 'તમારે પુનર્લગ્ન કરવાની ઇચ્છા નથી ? તો પછી આ સંસ્થા પાસે આવવાનો તમારો હેતુ શું ?'

'મને લાગે છે કે મારી ભૂલ થઈ છે. હું રજા લઈશ આપની.'

અને વકીલ કાંઈ કહી શકે, કાંઈ સમજી શકે તે પહેલાં નીલમ ત્યાંથી ચાલી ગઈ.

[ ૮

મુંબઈ શહેરના એક રાજમાર્ગ ઉપર એક 'અબળા-આશ્રમ'નું પાટિયું ઝૂલતું હતું. અને એ ઝૂલતું પાટિયું દેખી એ મકાનના દરવાજામાં નીલમે પ્રવેશ કર્યો. એણે આશ્રમની મુખ્ય સંચાલિકા પાસે જવાનો ઇરાદો બતાવ્યો અને એને મુખ્ય સંચાલિકા પાસે લઈ જવામાં આવી.

મુખ્ય સંચાલિકા દિવાળીબાઈ વૃદ્ધ હતાં. એમના વાળ સફેદ થઈ ગયાં હતાં. એક શુદ્ધ સફેદ વસ્ત્ર પહેરીને એ બેઠાં હતાં. એમના હાથમાં રૂદ્રાક્ષની માળા હતી. એ કાયમ પોતાના હોઠ ધીમે ધીમે ફડફડાવતાં, એ ઉપરથી દેખાતું કે એ સદાને સર્વદા ભગવાન નામ સંસ્મરણ કરતાં હશે. દેહનો કાંઈ ભરોસો છે ! મૃત્યુ ગમે તે સમયે આવી પહોંચે ! ભગવાનનું નામ મોઢામાં હોય ને અવસાન થાય તો જીવનો ઉદ્ધાર થાય !

'કેમ બાઈ મારું કામ છે ?' એણે માળા ફેરવતાં ફેરવતાં પૂછ્યું.

'હા, બહેન!' નીલમે પ્રત્યુત્તર આપ્યો. દિવાળીબાઈની આંખો 'બહેન'નું સંબોધન સાંભળીને સખત થઈ. 'શું કામ છે ?'

'મારે આ આશ્રમમાં રહેવાની ઇચ્છા છે.'

'તમે ક્યાંથી આવો છો ?'

'હું લક્ષ્મીનગરથી આવું છું.'

'અહીં શું કરો છો ?'

'હું અહીં આજે જ આવી છું.'

'તમારૂં નામ ?'

'નીલમ.'

'વિધવા છો ?'

'જી. હા.'

'તમારા પતિને અવસાન પામ્યે કેટલો સમય થયો ?'

'ત્રણચાર માસ થયા હશે!'

'આ સાંભળીને દિવાળીબાઈના ભવાં સહેજ ઉંચાં થયાં. તમારા પતિની પાછળ કોઈ નથી ?'

'એમના પ્રથમ ઘરના પુત્ર છે. પુત્રવધૂ છે.'

'તે તમે બાર માસ પણ એમની સાથે નથી રહી શકતાં ?' દિવાળીબાઈના અવાજમાં ઉલટ તપાસની સખતાઈ ધીમે ધીમે આવતી જતી હતી.

'મારાથી એમની સાથે નથી રહી શકાતું.'

'હં, તમારે કોઈ સગું નથી ?'

'મારા ભાઈ છે, મારા પિતા છે, પણ ત્યાં હું રહી શકું એમ નથી.'

દિવાળીબાઈને આ બધું અજુગતું લાગ્યું. એને આ વિધવા સમજાઈ નહિ. 'તે તમે વિધવા વિવાહ સહાયકસભા પાસે ગયાં હતાં ?'

'મારે પુનર્લગ્ન નથી કરવું.'

દિવાળીબાઈને બધું ચેતવા જેવું લાગ્યું. આ વિધવા નથી પતિના માણસ ભર્યા ઘરમાં રહેવા માગતી, નથી પોતાના પિયરમાં સમાવા માગતી, નથી પુનર્લગ્ન કરવા માગતી, એ શું કરવા માગે છે ? કે પછી કોઈ રીતે...........

કોઈ મરજાદણ આભડછેટથી દૂર નાસતી હોય એવા મનોભાવથી દિવાળીબાઈ બોલ્યાં : 'પણ તમે અમારા આશ્રમમાં રહી શકશો ? અમારા નિયમો તો સખત છે. સશાસ્ત્ર વૈધવ્ય પાળવાની જેને બીજી સગવડ ન હોય એને અમે અહીં રાખીએ છીએ. અહીં તો લૂખ્ખું ભોજન, રુક્ષ કેશ, જાતમહેનત, મોજશોખનો ત્યાગ, સાદગી, ઈશ્વરભજન ને સાધુસંતના સમાગમ સિવાય તમારે સર્વ કાંઈ પરિહરવું પડશે. તમને દાખલ કરતાં પહેલાં પણ અમારે પૂરતી તપાસ કરવી પડશે. તમારી પાસે કોઈની ઓળખાણ, ભલામણ એવું કાંઈ છે ?'

'ના. હું પોતે જે છું તે છું.'

'અમારો નિયમ જ એવો છે કે દાખલ થનાર વિધવાની અંગત માહિતી ધરાવનાર કોઈ સજ્જને એની ભલામણ કરવી

જોઈએ. એ અમારી વ્યવસ્થાપક સમિતિ વિચારીને મંજૂર રાખે. પછી જ એને દાખલ કરવામાં આવે.'

'હું એવી કોઈ ભલામણ તો ક્યાંથી લાવી શકું?'

'જુઓને, પ્રયાસ કરો. તમારા બાપને, તમારા ઓરમાન પુત્રને તમારી વાત સમજાવો. એ બેમાંથી એકની ચિઠ્ઠી હશે તો ય ચાલશે.'

દિવાળીબાઈ ઉભાં થયાં: 'આવજો હો.'

નીલમ નિરાશ પગલે ત્યાંથી ચાલી ગઈ. એની પીઠ પાછળ જોઈને દિવાળી બાઈ બોલ્યા: 'જે સગા સંબંધીમાં નથી પોષાતી એ અહીં આશ્રમમાં શે પોષાય?'

# વેશ્યા

**વરલીના** વેરાન સાગર કાંઠા ઉપર નીલમ એકલી ઊભી હતી.

એ લાંબા નિર્જન અને સૂના કાંઠા ઉપરથી સંધ્યાના તેજ જાણે શોષાતાં હતાં. સંધ્યાના ગગનવાસી તેજ સાગરને પ્રવાહી સોનાના રંગથી રંગતા હતા. કોઈકવાર આસપાસની નાની મોટી ટેકરીઓ ઉપર ઝબકીને રમી જતાં. એક માત્ર અવાજ સાગરના ઘેરા અવાજનો હતો. અને અવાજ ચોપાસ છવાયેલી ઉજ્જડ શાંતિને વધારે મૂક અને વધારે ગાઢ બનાવતો હતો.

પરંતુ નીલમના અંતરમાં એ શાંતિનો કશો આલ્હાદ નહોતો ઊઠતો, કે કશો જ પડઘો નહોતો પડતો. એણે એક આખો દિવસ મુંબઈની અંદર રઝળવામાં ગાળ્યો હતો. અને એ શહેરની બેપરવા નાગરિકતા એને અંતરમાં ખંજરના જખમ જેવી
[૧] વેદના કરતી હતી.

આખો દિવસ એ ભમી હતી. ક્યાંક એને માટે તત્કાળ પુનર્લગ્નની જોગવાઇ કરવાની તૈયારી હતી. ક્યાંક એને પ્રસૂતિ કરવી હોય તો તત્કાળ અને છૂપી રીતે કરી આપવાની જોગવાઈના કોલ અપાતા. આ બે વસ્તુઓ સહજ હતી. એમાં લાંબી તૈયારીની જરૂરત નહોતી.

એ સિવાયની વાતો માટે એની પાસેથી ભલામણ માગવામાં આવી હતી. ક્યાંક વાસ કરવો હોય તો ભલામણની જરૂરત હતી. ક્યાંક નોકરી કરવી હોય તો ઓળખાણની જરૂરત પડતી હતી. એની પાસે ઓળખાણ નહોતી. ભલામણ નહોતી.

પુનર્લગ્ન સહેલું હતું! પુનર્લગ્ન આટલું બધું સહેલું અને શિઘ્ર હશે એનો નીલમને ખ્યાલ જ નહોતો. પરણનારાઓ જાણે વિધવાની વાટ જોઇને જ બેઠા હતા.

એ ઉમેદવારોમાંથી કોઇકને બાળકને સાચવવા માટે આ પગલું જરૂરનું લાગતું હતું. કોઇકને ઘર સાચવવા માટે જરૂર હતી, કોઇ ને પોતાની નાતમાંથી બીજી મેળવવાની મુશ્કેલી હતી. બીજાં લગ્ન માટે જેટલાં કારણો હોય છે એનાથી પણ અનેક વિશેષ કારણો પુનર્લગ્ન માટે હતાં.

વિધવા એકલી રહી શકે જ નહિ એ પ્રચલિત માન્યતા આને માટે કેટલે અંશે જવાબદાર હતી? વિધવાને પુનર્લગ્ન સિવાય બીજો કોઇ રસ્તો જ ન હોઈ શકે? હિન્દુ સ્ત્રીને લગ્ન સિવાય બીજો કોઇ રસ્તો ન હોય? શું સ્ત્રીએ પરણવું જ જોઈએ? એક વાર પરણ્યા પછી બીજી વાર પણ?

સ્ત્રીઓ એકલી રહી જ શકે નહિ. રહે તો વણસી જાય. વર્ણનો સંકર થાય. અન્ય સર્વની અપેક્ષાએ એના અસ્મતની કેટલી ચોકી? 'જીવ તો ગયો પણ રંગ તો રહ્યો' એમ

સ્ત્રી દુઃખી ભલે ગમે એટલી થાય, એની પવિત્રતા તો જળવાઈ રહી ને?

વિધવાને માટે સંસ્થાઓ અનેક. એ અનેકોની નેમ કઈ? આવી સંસ્થાઓના કાર્યનું પરિણામ શું? કોઈ વિધવાને પ્રસૂતિ કરાવી આપે છે. કોઇ વિધવાને પુનર્લગ્ન કરાવી આપે છે. પરંતુ એથી વિધવાનો સવાલ ઉકેલાય છે?

સાગરના તરંગ સાથે તાલ દેતા હોય એવા તરંગો નીલમના અંતરમાં ઉઠતા હતા. એનું જીવન–ટૂંકું છતાં કેટલું લાંબુ–એની આંખ સાગર ઉપર સંધ્યા તેજ–અક્ષરે લખાવા માંડ્યું.

એની જીવન–કિતાબ ઉઘડી હતી કેવા આશાભર્યા સંયોગો વચ્ચે! ને કેવા અક્ષરો એના પાનાં ઉપર લખવાને સર્જ્યાં હતાં, ધીમે ધીમે એના ઉપર સ્વાર્થના, રૂઢિના, લોકાચારના, અસંસ્કારોના ઓછાયા પડવા લાગ્યા. એ ઓછાયા વચ્ચે એની જીવન સરિતાનાં વહેન ફર્યાં–પાતળાં થયાં–તૂટ્યાં.

ચાર વર્ષનો એનો ઘર સંસાર! પતિ વયમાં મોટો હતો, શુભાષયી હતો, એના ધંધાના ચીલામાંથી એ બહાર નીકળી શક્યો હોત તો? ખેર! એ બનવાનું સર્જ્યું નહોતું. ને આખરે એ સ્મશાનવાસી થયો.

સાગરમાંથી એણે જાણે કારમી રૂક્ષતા જાગતી જોઇ. ઉમાની જાજરમાન મૂર્તિ જાણે સારા સાગરને આપ સલામતિ ને પાપ મતલબી ભરી રહી.

પણ શું એને કોઇ અધિકાર નહોતો? વિધવા થયા પછી પતિના કુટુંબમાં એનું કશું જ સ્થાન નહોતું રહેતું.

આટલી આટલી સંસ્થાઓ મોજૂદ છે. આટલા સુધારકો છે. આટલી આટલી સ્ત્રી–તાલીમ છે. એવી તાલીમ આપનારી આટલી આટલીસંસ્થાઓ છે. પણ એમાંથી કેમ કોઈ વિધવાના અધિકારોની ચોખવટ નથી કરતું ? એમાંથી કેમ કોઈ વિધવાના કાયદાઓ મંજૂર રાખેલા અધિકારોની જાળવણી નથી કરતું ? નથી એની કોઈ તારવણી કરતું, નથી એની કોઈ શોધ કરતું, કે નથી એની કોઈ લડત કરતું !

ઈન્સાફની વાત એક બાજુએ મૂકો. અધિકારની વાત એક બાજુએ મૂકો. ઇન્સાનિયતની નજરે પણ વિધવા સામે કોઈ નથી જોતું ?

વિધવાની વાત આવે છે ત્યારે ઈન્સાનિયત પણ જાણે પરવારી જાય છે.

નારીનાં લગ્નનો પ્રશ્ન ગંભીર છે. છતાં વિધવાનાં પુનર્લગ્નનો પ્રશ્ન જાણે સહેલામાં સહેલો છે. પ્રસૂતિ એ નારીને માટે ગંભીર પ્રસંગ છે. છતાં વિધવાની પ્રસૂતિનો પ્રસંગ જાણે તદ્દન સામાન્ય છે, વ્યભિચાર એ ગંભીર પાપ છે. છતાં વિધવા સાથેનો વ્યભિચાર જાણે સાહજિક અને જરૂરી હોય એમ એને ઢાંકવા માટેના, એને માફ કરવા માટેના સેંકડો પ્રબંધો છે.

હિન્દુ સંસારમાં સધવા એ લક્ષ્મી છે ! વિધવા એ કંગાલિયત છે. વૈધવ્ય એ ધર્મ છે. વિધવાપણું એ અસહાયતા છે.

ન સમજાય એવા ચિત્રવિચિત્ર તાણાવાણા આ અને આવા તરંગો નીલમના અંતરમાં વણતા હતા. એ તરંગોની પાછળ પ્રૌઢ ચિંતન નહોતું. એ તરંગોની પાછળ ચોક્કસ અનુશીલન નહોતું. એક હિણાયેલી હિજરાયેલી વિધવાની આંખે આ

બધું કેવું દેખાતું હતું એ એ તરંગો બતાવતા હતા. ડૂબતી નૌયાનો યાત્રિક સદા ને સર્વદા નૌયાનથી વાકેફ જ હોવો જોઇએ એવું નથી.

પુનર્લગ્ન અને વાશના–પરવશતા અને અનાથતા–એ બેની વચ્ચે કાંઇ માર્ગ નહોતો ?

વિધવા સ્વતંત્ર રહે એ શક્ય હતું ? વિધવા શિક્ષિકાઓ અને નર્સો સ્વતંત્ર જીવન જીવે છે ? એ જીવન સ્વતંત્ર છે ? લોકાચાર, લોકનિન્દા, લોકપાપ એમને, એમના ઉપરીઓને સદા અને સર્વદા ચિન્તાતુર નથી બનાવતાં ? પારકાઓના શુભ અભિપ્રાય ઉપર જ નિર્વાહ કરવો એ સ્વતંત્રતા હતી ? એમાં પરતંત્રતાનો–કારમી પરતંત્રતાનો પડછાયો નહોતો ?

એ રીતે વિધવાને રોટલો મળે ? કદાચ રોટલામાં મીઠું મળે? કદાચ સાથે શાક પણ મળે ? પણ એ રોટલો સ્વતંત્ર છે ? એમાં નિશ્ચિંતતા છે ? એવું રુક્ષ જિવન સર્વ વિધવા માટે શક્ય છે ? જેને એ શક્ય ન હોય, અને જેને પોતાના રોટલા અર્થે બીજાના રોટલા ઘડવાનું મંજૂર ન હોય, પોતાના પાપના ભારમાંથી ઉગરવા માટે બીજાનો પાપભાર સ્વીકાર્ય ન હોય એનું શું ?

સાગરને કાંઠે બેસીને નીલમ આવા તરંગો ખેડતી હતી. તરંગોની ભીતરમાં એના અંતરમાં એક બીજો પ્રશ્ન જાગ્યો હતોઃ ' જે નિર્વાહને માટે આટલાં વલખાં મારવાનાં રહે છે એને માટે આટલી ચિન્તા ને જંજાળ વહોરવાની છે, એ નિર્વાહ પોતે આ બધી ઉપાધિને અનુરૂપ છે ? નિર્વાહ કેવળ નિર્વાહ–કેવળ જીવવું જેમ ઢોર જીવે છે એમ જીવતાં રહેવું, જેમ ક્ષયરોગનો દરદી મરવાની સતત ના પાડે છે એમ મરવાની ના જ પાડ્યા કરતા રહેવું–એવા જીવનની ભૂખ શા માટે ? '

ક્યાંય સુધી એ બેઠી રહી, ક્યાંય સુધી એ જાણે સાગરના તરંગો ગણતી હોય એમ સાગર સામે જોઈ રહી.

એકાએક એની આંખમાં સખત તેજ ચમક્યું. એ ઉભી થઇ. સાગરકાંઠાના બાંધેલા બંધની ટોચ ઉપર તોળાઈને ઉભી રહી.

'હે કિરતાર! તારી પાસે મારે આ વેળાએ કાંઈક માગવું જોઈએ. તારી પાસે માગું છું—મૃત્યુ—આજ અને ભવે ભવ.'

એણે ભૂસકો માર્યો. અગાધ ને અખૂટ જલના અનનુભૂત દબાણે અને સ્પર્શે એનામાં એક ક્ષણ દહેશત પેદા કરી. એક ધીમી ચીસ એના મુખમાંથી નીકળી ગઈ.

પછી સાગરકાંઠો શાંત બની ગયો. ને સાગરનાં પાણી પૂર્વવત્ એકરાગી એકતાનતાથી ટેલવા માંડ્યાં.

[ ૨ ]

નીલમ માનતી હતી કે સાગરકાંઠા ઉપર એ એકલી જ છે અને એનો આપઘાત નજરે જોનાર કોઈ નથી. પરંતુ એની વાત એકદમ સાચી નહોતી. નીલમની આંખે કોઈને જોયું ન હતું. પરંતુ એક બત્રીસેક વર્ષની સ્ત્રીએ એક નાની ટેકરીની ટોચ ઉપર બેઠાં બેઠાં નીલમને સાગરજળમાં કૂદતાં જોઈ હતી.

બીજે રસ્તેથી રોનકદાર મોટરમાં એ આવી હતી અને એની મોટર ટેકરીની પાછળ ઉભી રહી હતી. ત્યાંથી એ સ્ત્રી એક નાની પરંતુ કોરેલી પગદંડીની વાટે ટેકરી ઉપર ચડી હતી. ટેકરી ઉપર એ આડે પડખે પડીને સાગર ઉપર રમતી સંધ્યાને સાથિયા ભરતી જોઈ રહી હતી. એણે નીલમને સાગરને કાંઠે એકલી બેઠેલી જોઈ હતી. એ ઘડીઘડી વારે કુતૂહલથી નીલમ

સામે જોતી હતી. એણે નીલમને ઉભી થતાં, ક્ષિતિજ ઉપર કાળી છાયામૂર્તિ ખેંચતા, સાગરના પાણીમાં કૂદકો મારતાં જોઇ હતી.

ટેકરીઓનાં ચઢાણ ઉતરાણથી એ માહિતગાર હોય એમ ઝપાટાબંધ ટેકરીની બાજુ ઉતરી આવી. તરવાની કળામાં એ કાબેલ હોય એમ એણે ઝપાટાબંધ પોતાની સાડી ઉતારી અને ઘાઘરાનો કચ્છ લગાવ્યો. ડૂબતાં માનવીને જળમાંથી કાઢવાની એને હામ હોય એવા આત્મવિશ્વાસથી એણે સાગરમાં કૂદકો માર્યો.

નીલમ ડૂબતી હતી, ત્યાં એ તરીને પહોંચી. નીલમની પાસે પહોંચતાં એણે એક ડૂબકી મારી. ઉપર આવતાં આવતાં એણે નીલમનો પગ પકડી લીધો. પગ પકડીને ઝપાટાબંધ તરતી એ કાંઠે પહોંચી.

નીલમના પેટમાં થોડું ઘણું પાણી ભરાયું હશે એ એણે દાબીને કાઢ્યું. નીલમનો શ્વાસ ધીમો થઈ ગયો હતો, એ એણે હાથો ઉંચા નીચા કરી ચાલુ કર્યો. ડૂબતાં માણસોને કેમ કાઢવાં, કેમ ઉગારવાં એ વાતથી એ સ્ત્રી જાણે પાકી પરેશાન હતી.

નીલમનો શ્વાસ પૂર્વવત્ નિયમિત રીતે ચાલતો થયો એટલે એ બાઈએ પોતાની સાડી પહેરી લીધી. નીલમનાં કપડામાંથી પાણી નીચોવી નાંખ્યું. એના એકવડા ને નાજુક બદનને જોતાં અસંભવિત લાગે એટલી તાકાતથી એણે નીલમને આસાનીથી પોતાના ખભા ઉપર ઉઠાવી લીધી. અને એટલો બોજ છતાં જાણે આસાનીથી ચાલતી હોય એમ વેગથી પોતાની મોટર તરફ ચાલવા માંડી.

મોટરના હાંકનારે એને એક માનવીનાં બોજ સાથે આવતી જોઈ. એને તાજુબી થઇ. કુતૂહલ થયું. એ દોડતો સામે આવ્યો.

'બાઈ સાહેબ! શું છે? કોણ છે?' એણે જૂના ને વિશ્વાસુ નોકરની અદબભરી છૂટથી પૂછ્યું:

'કોઇક બિચારી ડૂબતી હતી. મેં જોયું ને મેં કાઢી.'

પેલી સ્ત્રીએ પોતાના મોટર ચલાવનારને કહ્યું: 'હસન! તું જરા મને હાથ દે. આને મોટરમાં નાંખીને આપણે ઘેર લઇ જઈએ.'

'ઈસ્પિતાલે નહિ?' હસને પૂછ્યું.

'ના. ઇસ્પિતાલમાં એને લઇ જઈએ તો કદાચ એની માવજત વધારે સારી થાય. પણ સાથેસાથ પોલીસના હાથમાં પણ મામલો આવે. આપણે શા માટે પોલીસને વચમાં લાવવી જોઇએ. પોલીસને વચમાં પડવું હોય તો પોતાના કેસો એણે જાતે શોધી લેવા જોઇએ.'

હસને નીલમને મોટરમાં નાંખવામાં મદદ કરી. નીલમને પાછલી બેઠક ઉપર સુવારીને એના દરવાજા બંધ કરીને, એના પડદા બંધ કરીને પેલી બાઇ મોટર ચલાવવા બેઠી. હસન બહાર ફૂટબોર્ડ ઉપર બેસવા જતાં તેને એ બાઈએ કહ્યું.:

'હસન! અંદર આવી જા. મારી પાસેની ખાલી બેઠકમાં બેસી જા.'

હસન પોતાનું અંગ સંકોરીને બેઠો.

અને મોટર ચાલવા માંડી.

ને વરલીનો કાંઠો પાછો નિર્જન બની ગયો

[ ૩ ]

નીલમે જ્યારે આંખ ઉઘાડી ત્યારે એણે પોતાને એક સુંદર સુસજ્જ ઓરડામાં મુલાયમ પથારી ઉપર સૂતેલી જોઈ.

એક ક્ષણભર નીલમને થયું કે પોતે આત્મહત્યા કર્યા પછી બેહિસ્તમાં આવી પહોંચી છે. એણે અંગ્રેજી અને ગુજરાતી કિતાબમાં બેહિસ્તનું વર્ણન વાંચ્યું હતું અને એ એને અત્યારે હૂબહૂ ખડું થયેલું લાગતું હતું.

એક વિશાળ છત્રીપલંગ ઉપર મહામૂલ અને મહાબોજ મશરૂની શય્યા ઉપર મખમલના ઓશિકા ઉપર માથું ટેકવીને એ સૂતી હતી. ઓરડાની દિવાલો ઉપર ચારેકોર સુંદર ચિત્રો ઝૂલતાં હતાં. બારીઓમાં પડદા, તોરણો વગેરે આછા પવનમાં ધીમાં હીંચોળા લેતા દેખાતા હતા. છત ઉપર રંગ બેરંગી ઝુમરખની અંદર વીજળીની રોશની ઝાકઝમાળ થઈ રહી હતી. એ વિશાળ ઓરડામાં આછું પરંતુ નાજુક અને જુગતું ફરનિચર ગોઠવાયું દેખાતું હતું.

રાત્રિના સમયમાં રોશનદાર લાગતા એ કમરાનો દમામી વૈભવ પૂર્ણ કરવાને અર્થે ત્રણેક સુંદર દેખાતી, આંખને જોવાને ગમે એવી યુવતીઓ એનો પરિચાર કરતી દેખાતી હતી.

એક ક્ષણ નીલમને ભય રહ્યો. બીજી ક્ષણે એણે પોતાની જાતને સાગરના અતલ જલને બદલે નક્કર ધરતી ઉપર રહેલી પારખી. ‘હું ક્યાં છું ? તમે કોણ છો ?’ એણે ત્રણ યુવતીઓમાં જે વધારે મોટી લાગતી હતી એની સામે જોઇને પૂછ્યું. સાગરનાં પાણીમાંથી નીલમને બહાર લાવનાર અને મોટરમાં એને અહીં લાવનાર એ જ સ્ત્રી હતી.

પેલી સ્ત્રી હસી. એ સ્વસ્થ રહેતી ત્યારે એનું નાજુક મુખ મનોહર લાગતું, એ હસતી ત્યારે એ ખીલતા ગુલાબ જેવું કમનીય અને રમણીય લાગતું હતું!

'તું જ્યાં છો ત્યાં બહેન, સલામત છો.'

નીલમ પથારીમાં બેઠી થઈ. એને બેઠી થતી જોઈ પેલી સ્ત્રીએ કહ્યું: 'તું સૂઈ જા બહેન! સંપૂર્ણ સ્વસ્થતાથી સંપૂર્ણ આરામ લે.'

'પણ હું ક્યાં છું? તમે કોણ છો?'

'બહેન મારું નામ ચંદ્રલેખા. આ મારું ઘર છે. તું મારા ઘરમાં છે.'

'મને અહીં કોણ લાવ્યું?'

'હું લાવી. મેં તને દરિયામાં પડી જતાં જોઇ. મેં દરિયામાં પડીને તને બહાર કાઢી.' ચંદ્રલેખાએ 'પડી જતાં' શબ્દ ઉપર સહેજ ભાર મૂક્યો. નીલમ પોતાના સામુદ્રિક સાહસને અકસ્માતનું સ્વરૂપ આપવા માગતી હોય તો પોતે એમાં ઉંડી ઉતરવાની ઇચ્છા નથી ધરાવતી, એવો એ શબ્દોનો ભાવાર્થ હતો.

નીલમથી એ અજાણ્યો ન રહ્યો. ફિક્કું હાસ્ય કરીને એ પોતાના અર્ધભીના વાળ સમારતી બોલી: 'હા. હું દરિયામાં પડી. મારે આત્મહત્યા કરવી હતી.'

'હશે, બહેન! જે હોય તે. તારે જે કાંઈ કરવું હતું કે તને જે કાંઈ થયું એનો અંત આવ્યો. ને તું મારા મકાનમાં આવી છો. તને જે કાંઇ આધિવ્યાધિ ઉપાધિ હોય એનો અંત આવ્યો સમજજે. મારા ઘરમાં કોઈ કરતાં કોઇ તને સ્પર્શ

સરખો નહિ કરી શકે, તું નિરાંતે સૂઈ જા. જો આ ચાહ આવી. ગરમ ગરમ પી લે.'

'મારું મોઢું તીખું અને કડવું થયું છે.'

ચંદ્રલેખા હસી : 'એ તો બેહોશીમાંથી ભાનમાં લાવવા માટે તને બ્રાન્ડી પીવરાવવી પડી હતી.'

એક યુવતી ચાહ લાવી. ચંદ્રલેખા એને રકાબીમાં કાઢી કાઢી પાવા લાગી. ચાહ પી રહ્યા પછી થોડા મુખવાસે નીલમનું મુખ ચોકખું થયું.

'લે હવે તું સૂઈ જા. આપણે સવારે વાત કરશું.'

નીલમ સૂતી. ચંદ્રલેખા એક નાની સરખી બત્તી રાખીને બીજી બત્તીઓ ચાંપો દબાવી બંધ કરવા લાગી. બત્તીઓ બંધ કર્યા પછી ચંદ્રલેખા જવા લાગી. જતાં જતાં ઉંબર ઉપર ઉભીને ચંદ્રલેખાએ પૂછ્યું.

'તારૂં નામ શું બહેન?'

'નીલમ.'

ચંદ્રલેખા ગઇ, નીલમ આંખો બંધ કરી ગઈ. અશક્તિનો ઉભરો અન્ય તમામ ઉભરાઓને દાબી ગયો. નીલમ ઉંઘી ગઈ.

[ ૪ ]

વળતી સવારે નીલમ જ્યારે જાગ્રત થઇ ત્યારે એની સાથે એના અંતરમાં ભરેલી બીજી વસ્તુઓ પણ સાથેસાથ જાગી. એને પોતાના મુંબઈના અનુભવો યાદ આવ્યા. એની પૂંછડી પાછળ લંબાઇને એના ભૂતકાળના ખારાંવારીનું મંથન કરવા લાગી. એનું જીવન બગડી ગયું હતું. એનું મૃત્યુ યે વણસી ગયું. હવે શું?

કિંકર્તવ્યમૂઢ જડતા એની આંખમા છવાતી હતી, ત્યાં ચંદ્રલેખા આવી. ચંદ્રલેખાની પાછળ ચાહ અને નાસ્તો આવ્યાં. ચંદ્રલેખાના માયાભર્યા દબાણથી નીલમે થોડોક ઉપહાર લીધો. ચાહ લીધો.

એ પ્રાતઃવિધિ પૂરી થયા બાદ ચંદ્રલેખાએ પૂછ્યું: 'હવે તને અશક્તિ જણાય છે?'

'ના હવે હું જઈશ.'

'ક્યાં જઈશ બહેન?'

નીલમ એ પ્રશ્નથી ઝંખવાણી પડી ગઈ. એ ક્યાં જશે? એના વદન પર છવાતી કાળાશ ચંદ્રલેખાની ચકોર આંખોથી અછાની ના રહી.

નીલમે સવાલ ઉડાડવાનો પ્રયાસ કર્યો: 'મેં આપને બહુ તકલીફ આપી છે.'

ચંદ્રલેખા હસી. એના વદન ઉપર ગરવી ગંભીરતા છાઈ:

'એની તું શામાટે ફીકર કરે છે? કોણ કહે છે મને તકલીફ પડી છે? પણ તું અહીંથી જાય તો ક્યાં જશે?'

નીલમે મૌન સેવ્યું.

'તું ગૃહસ્થના ઘરની નારી હો. તું કુલવધુ હો. તું આપઘાત કરવા ઘેરથી નીકળી ત્યારે કાંઈક એનું કારણ હશે. હું કારણ જાણવા નથી માગતી. હું તારી ઓળખાણ પણ નથી માગતી. તારી ઈચ્છા હશે તો ભવિષ્યમાં મને ક્યાંય મળશે, તો હું તારી પિછાન પણ નહિ કાઢું. હું તને પૂછું છું એટલા માટે કે તારે જ્યાં જવું છે ત્યાં તું આસાનીથી જઈ શકીશ. ફરીને તારે બીજું કાંઈ સાહસ તો કરવું નહિ પડે ને?'

નીલમે નીચું જોયું.

'બહેન ! નીલમ ! આત્મહત્યામાં બહાદરી છે. પરંતુ બહું થોડાને માટે જ. બીજા અનેકોને માટે તો એ કેવળ કાયરતાનો આંધળો ઉભરો છે. એકવાર હું પણ આત્મહત્યા કરવાને ઉદ્યત થઇ હતી. એકવાર જે સ્થળેથી તું સાગરમાં કૂદી પડી હતી, તેમ હું પણ એ સ્થળે સાગરમા ડૂબી જવા તૈયાર થઈ હતી, બેટા !' ચંદ્રલેખાના આવાજમાં દિલસોજ ગૌરવ હતું. હું જીવતી રહે એક દિવસ જીવતા રહેવા માટે તું ઇશ્વરનો, ઇશ્વરમાં તને ઇતબાર ન હોય તો તારી જાતનો અહેશાન માનશે–હું એટલા માટે તને પૂછું કે તારે જ્યાં જવાનું છે ત્યાં તું નિર્ભય રહી શકીશ ?'

નીલમે નીચે મુખે જવાબ આપ્યો: 'મારે ક્યાંય જવાનું સ્થળ નથી. હું વિધવા છું.'

'જે વિધવાને ક્યાંય જવાનું સ્થળ ન હોય એને મારે ત્યાં અવકાશ છે. બહેન ! તું શા માટે જવાની વાત કરે છે ? તું અહીજ રહે.'

નીલમે ચોપાસ નજર નાંખી. એના પૂર્વ અનુભવો જોતાં આવી સુંદર, સ્વચ્છ ને મનોહર સ્થળમાં રહેવાનુ એને રુચિકર લાગ્યું. એની આંખમાં આભારનાં આંસુ આવ્યાં.

'તમે કોણ છો ? તમે શું કોઈ વિધવાના આશ્રમનાં સંચાલક છો ? તમે કોઈ દિલાવર દિલનાં શ્રીમંત છો ?'

ચંદ્રલેખા મર્મભર્યું હસી : 'હું બન્ને છું, અને નથી. હું વેશ્યા છું.'

[ ૫ ]

જંગલમાં દોડયું જતું હરણ ઝાડીઓમાંથી ચળકતી સાવઝની આંખો જોઈને જેમ ધગધગ વેદના અનુભવતાં થીજી જાય, તેમ નીલમનું અંગેઅંગ જાણે હીમની ટાઢી આગથી પ્રજ્વલી ઉઠ્યું. ચંદ્રલેખા વેશ્યા ! પોતે વેશ્યાને ઘેર ! એક ક્ષણ પહેલાં એને સુંદર સન્નારી લાગતી હતી તે હવે દૂર દૂર જલી રહેલા જ્વાલામુખી જેવી જલતા પત્થરની પૂતળી જેવી ભાસી.

એક ક્ષણ એની બુદ્ધિ બહેર મારી ગઈ. એક ક્ષણ એની તમામ વિચાર–ક્રિયા બંધ થઈ ગઈ. એક ક્ષણ એ શૂન્ય મુખે ચંદ્રલેખાને તાકી રહી.

અને એણે ચંદ્રલેખાના વદન ઉપર સખતાઈ ચમકી જતી જોઈ. એની આંખમાં રોષ પ્રજ્વલીને શમી જતાં જોયો.

નીલમના અંતરમાં નહાનમ, અસહાયતા એક સામટાં ઓઘ રૂપે ઉમટ્યાં, ખરાં આંસુ એના હૃદયના તંતુએ તંતુમાંથી ખેંચાઈ ખેંચાઈને બહાર વહેવા લાગ્યાં. શરીરની રગરગમાંથી જાણે આંસુ ખેંચાતાં હોય એમ ડુસકાંઓથી એનું અંગેઅંગ કમકમી ઉઠ્યું.

અસહાયતાના એ રૂદન તરફ થોડીવાર ચંદ્રલેખા અસ્પર્શ્ય-તાથી જોઈ રહી. પછી એ નીલમની પાસે ગઈ. એના વાંસા ઉપર એણે હાથ મૂક્યો.

કોઈ પ્રેતનો હાથ પોતાના શરીર ઉપર પડીને પોતાને ભરખી લેવા માગતો હોય એવી દહેશતથી નીલમ એ સ્પર્શથી જલી ઉઠી. એ ઉભી થઈ ગઈ. અનાથતાની કૃતનિશ્ચયતાથી એનો ચહેરો જળહળી ઉઠ્યોઃ 'મને જવા દો.'

દીપકની જ્યોત જેવું હાસ્ય કરીને ચંદ્રલેખાએ પૂછ્યું: 'તમે ક્યાં જશો ?' ચોમાસાની સંધ્યામાં જાણે વીજ ઝબકી.

'હું ગમે ત્યાં જઈશ. પણ મને અહીંથી જવા દો.'

'તારો માર્ગ કોઈ નથી રોકતું બહેન! પણ ફરીને પૂછું છું તું ક્યાં જઈશ ?'

નીલમમાં ધીમેધીમે આત્મભાન સીંચાતું હતું. ચંદ્રલેખા ફરીફરીને પ્રશ્ન પૂછતી હતી, એ સવાલનો જવાબ એણે દેવાનો ન હોય તો યે વિચારવાનો તો હતો જ.

આર્ય રમણીના સંસ્કાર એના અંતરમાં જાગી ઉઠ્યા: 'હું વાવ પૂરીશ, કૂવો પૂરીશ, પણ...પણ......'

'વેશ્યાને ત્યાં નહિ રહું એમ જ ને ?'

નીલમ ચૂપ રહી. સાગરમાં મરેલું મૃત્યુ હતું. સાગરના પેટાળમાં મૃત્યુ એ મરી જતું હતું. અહીં જીવતું મૃત્યુ હતું!

'નીલમ! સાગરની અઘોર કબર કરતાં યે તને મારું ઘર વધારે ઘોર લાગે છે ?'

બીજું કાંઈ નહિ તોય વૈધવ્ય જીવન પછી સૌથી પહેલી મમતા નીલમે આ ઘરમાં જોઇ હતી. એના જીવનની કીંમત સૌથી પહેલાં એણે આ ઘરમાં સ્વીકારાતી જોઈ હતી. એના જીવવાનો અધિકાર સૌથી પહેલાં આ ઘરમાં એણે પ્રમાણાતો જોયો હતો. આભાર હતો આ ઘરનો એના ઉપર. નરકના દ્વાર-માંથી પાછી ફરેલીને જીવન મીઠું લાગતું હતું. એ જીવનની રક્ષા આ ઘરમાં થઇ હતી. 'પણ–પણ એ બધું એક વેશ્યાને હસ્તે !'

'મને જવા દો!'

'તને જવા દેવા સામે કશો જ અંતરાય નથી. તારી મરજી ઉપરવટ એક વિપળ પણ અહીં તને કોઈ રોકશે નહિ. પણ તું એક વાત ન ભૂલજે. હજારો વર્ષના હિન્દુ ધર્મના સંસ્કાર તારી બુદ્ધિને આવરીને તારી પાસે 'પઢો રે પોપટ સીતારામ'ના જેવો પૂણ્ય પ્રકોપ જગવે છે. તને વેશ્યાના નામની પણ સૂગ ચડે છે. એ ભલે ચડે. પણ તું પોતે એની આંધીમાં એક વાત ન ભૂલીશ કે તું એક અસહાય વિધવા અને અકિંચન વિધવા છો.'

'મને મરતાં આવડે છે.'

ચંદ્રલેખાનો ચહેરો દુર્ધર્ષ બન્યો; 'જુગજુગથી હિન્દવાણીને મરતાં આવડ્યું છે. સતી સીતાને મરતાં આવડ્યું. ચિતોડની પદ્મિનીને પણ મરતાં આવડ્યું. અને આજકાલ વિધવાઓને પણ મરતાં આવડે છે. મરવામાં બહાદુરી જોઈએ છે. પણ નીલમ તને ખબર છે કે મરવા જેવા સંયોગો ઉભા થાય ત્યારે જીવવામાં વધારે બહાદુરી જોઈએ છે.'

નીલમ હોઠ પીસીને સાંભળી રહી. એના અંતરમાં ન સમજાય એવો વલોપાત થતો હતો. એનામાં મૃત્યુની પરસ્તી હતી કે જીવનની ભૂખ જાગતી હતી એ એને સમજાતું નહોતું.

મૃત્યુ! મરી જવું? આટલી ઉમરે! જીવન! ક્યાં જીવવું? કેવી રીતે?

દુઃસહ આગ ચંદ્રલેખાના મુખ ઉપર છાઈ. યજ્ઞમાંથી જ્વાલાસહ ધૂમ્રશિખા ભભૂકતી હોય એવો એનો ચહેરો થઈ રહ્યો. 'જુગજુગથી સતીઓ થઈ ગઈ છે અને જુગજુગ સુધી સતીઓ થતી રહેશે. જીવનની પરવા જેને નથી કરી, મૃત્યુની

દહેશત જેને ડરાવી નથી શકી, એવી અનેક વીરાંગના થઈ છે, અને થશે. એ બહાદરીનો આદર્શ મારો નથી. એવું ખમીર મારું નથી. છતાં એમને સહુને મારા સહસ્ત્ર વંદન છે. નીલમ તારે એ આદર્શ રાખવો હોય, તારી શરીરની પવિત્રતા, તારા પતિના વંશની અસંકરતા, તારા પતિના વારસાની રક્ષા, એ સર્વ તને પ્રિય હોય તો બેલાશક તું જા, તું સમુદ્રમાં ડૂબી મર, અને મારી તને સુખવિદાય છે. હું તને અંતરાય નહિ કરું. જો આ સામે દેખાય એ સમુદ્ર છે. ખંડેખંડના કાંઠાઓ સુધી એના અખૂટ પાણી પહોંચે છે. જો એના ઉપર સૂર્ય તપે છે ને એના તાપમાં સાગર નીલમણી જેવો ચળકે છે. એની ભીતરમાં મગર અને મત્સ્યો છે. હજારો ડૂબેલાં ખોખાં, હજારો ડૂબેલાં માનવીઓનાં હાડપીંજરો છે. તારું જગત તો તારામાં પર્યાપ્ત થતું હોય, કબીર કહે છે તેમ 'તારા મૂઆ પછી તારી દુનિયા ડૂબવાની' હોય તો તું બેલાશક જા. જળ સમાધિ લઈ લે. માનવીઓનાં અને મિલકતનાં હાડપિંજર સાથે અનંત વાસ કર અને તારો પંથ સુભગ હોજો!'

નીલમ ચંદ્રલેખાના પ્રગલ્ભ ચહેરા સામે એનાં જ્વાજ્વમાન સ્વરૂપ સામે જોઇ રહી. 'આ નારી વેશ્યા હતી? આવી નારી વેશ્યા શા માટે થઈ હશે? એના અવાજમાં આટલી સંસ્કારિતા ક્યાંથી?'

ચંદ્રલેખા આખીયે અપાર્થિવ તત્ત્વની દુર્ધર્ષ મૂર્તિ સમી બનતી એને લાગી. નીલમને મનમાં સાહજિક અપ્રસ્તુત તરંગ આવી ગયો. પોતે જેવી હતી તેવી આ નારી નથી. આ નારી કોઈ જુદી જ માટીની બનેલી છે.

'સતી સીતા અને પદ્મિની એ આદર્શ લેખાયાં છે. ભલે લેખાયાં. મારો આદર્શ બીજો જ છે. મારો આદર્શ તો કમલાદેવી.'

કમલાદેવી ? નીલમે કેટલીક કમલાદેવીઓનાં નામો સાંભળ્યાં હતાં. પણ એમાંથી કોઈ ને ચંદ્રલેખાને આદર્શસ્થાને મૂકી શકે એવી સંભાવના એને ન સમજાઈ: 'કમલાદેવી કોણ ?'

'કમલાદેવીનું નામ તેં નથી સાંભળ્યું ? એ નામ હિન્દુ નારીએ ભૂલવું જોઈએ નહિ. એ એક નારીએ પોતાના આત્મ-ત્યાગથી, પોતાની બહાદુરીથી, પોતાના સાહસથી હિન્દુ નારી સમુદાયની જેટલી સેવા કરી છે એટલી કદાચ સતી સીતાએ અને પદ્મિનીએ પણ પોતાના સતીત્વની આત્મરક્ષાના જૌહરથી નથી કરી. ઈતિહાસે ઉપેક્ષિત ગણેલી પરંતુ હિન્દુ નારીના અંતરમાં પોતાનું સનાતન સ્મારક પામવી જોઈતી એ નારીને વીરાંગનાઓમાં પણ સાચી વીરાંગના તરીકે હું પૂજું છું. ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાની એ પટરાણી હતી.'

નીલમ તાજુબ બની. એને કમલાદેવીનું આદર્શસ્થાન ના સમજાયું: 'કોણ ધણીને છોડીને જૌહર કરવાને બદલે અલ્લાઉદ્દીન ખીલજીના જનાનખાનામાં બેસનારી ?'

'કેટલીક વાતો સાચી રીતે સમજાવાતી નથી. ખાસ કરીને પરાધીન અને પરવશ વર્ગના ખમીરવંતા આત્માઓની પારખ સહેલી નથી ! માત્ર એક વાત પૂછું ? તું ભણેલી લાગે છે. સહેજ પણ પગ ચૂકતી વિધવાને પીંખી નાંખતો આપણો સમાજ કમલાદેવી વિષે પાકું મૌન કેમ સેવે છે ?'

નીલમ નિરુત્તર ચંદ્રલેખાને સામે જોઈ રહી.

'નીલમ ! એ મૌન એટલા માટે સેવે છે કે કમલાદેવી

એમને નથી સમજાઈ. ઈતિહાસને એ નથી સમજાઈ. માટે ઇતિહાસે મૌન સેવ્યું છે. સ્ત્રીઓની વીરતાનાં, સ્ત્રીઓની પતિ સેવાનાં, સ્ત્રીઓની સમાજ સેવાનાં, એમણે જે ચોગઠાં ઘડચાં છે એમાં કમલાદેવી ક્યાંય સમાતી નથી. અને છતાં યે એ વીરતામાંથી, પતિ સેવામાંથી, સમાજ સેવામાંથી ઉખડેલી યે નથી.'

'મને નથી સમજાતું.'

'ઈતિહાસના મૌનના, ઉપેક્ષાના છસો વર્ષથી જામેલા ધૂમ્મસના પડદાને પેલે પાર હું નજર કરું છું અને જોઉં છું એ હતભાગી ક્ષત્રિયાણી ને—એક વિલાસી, હવસખોર અને વિવેક-ભ્રષ્ટ પતિની એ પત્નીને, અને મારી આંખો મારી બુદ્ધિ એ ઇતિહાસને વાંચે છેઃ જગત માત્રનો હવશ, સત્તાસ્થિતોનો હવશ જાણે એના ઉપર જ ઠલવાતો હોય એમ હવશખોર પતિની એ નિભાંગી પત્ની ઉપર એટલા જ હવશખોર સુલ્તાનની બૂરી નજર પડે છે. લાવ લશ્કરો કૂચ કરે છે. કરણરાજ કમલાદેવીની ઉપેક્ષા કરીને પોતાનો જીવ બચાવવા નાસી જાય છે. કમલાદેવી એકલી હવશના ઘૂઘવતા લશ્કર—સાગર વચ્ચે એકલી, અસહાય ને એકાકી રહે છે. પરંતુ એની ઓલાદ પદ્મિનીની ઓલાદ નથી. એની માટી આત્મારક્ષા પિપાસુ સતિની નથી.'

ગેબ વીંધવા મથતી હોય એવી ચંદ્રલેખાની આંખો જ્વાલા-મુખીના તેજથી જાણે ધૂંધળી બની ગઈ. ચંદ્રલેખાના હાથની મુઠ્ઠી વળી ગઈ.

'હું એને જોઉં છું, વિજેતાઓ, માલિકો અને લૂંટફાટની હવશખોરીમાંથી પરાજીતા સ્ત્રીઓના ઉદ્ધારનો માર્ગ ઝંખતી. જ્વાલામુખીના શૃંગ ઉપર ઉભેલી એ નારી જ્વાલામુખીમાંથી

બચવા માટે પોતાની ચિંતા રચવાને તલખતી નહિ—પણ જરૂર પડયે એ જ્વાલામુખીમાં પણ ઝંપલાવવાને તૈયાર બનેલી. એ કેવળ પોતાની જાતનો જ ઉગાર—એ કેવળ પોતાના સતિત્વની રક્ષા નથી માગતી. હજારો હિન્દવાણીઓ સુખવાસ કરી શકે એ ખાતર પોતાના સતિત્વની પણ કુરબાની કરવાને તત્પર એ જૌહરમાં નથી જતી. સુલ્તાનના જનાનખાનામાં જાય છે. આત્માએ પવિત્ર અને અણનમ રહીને શરીરે હવશ ઝીલી લ્યે છે. અને પરિણામ? દિલ્હીના તખ્ત ઉપરથી ખીલજી વંશની જડ ઉખડી જાય છે. અલાઉદ્દીન ખીલજી, ખીજરખાન શાહઝાદો, અલફખાન નુસરતખાન, તમામનું એ ભીષણ સત્યાનાશ કરે છે. દિલ્હીના તખ્તની ખાનાખરાબી, ખીલજી વંશની ફનાગીરી એ દિલ્હીના જનાનખાનામાં બેઠી બેઠી પાર ઉતારે છે. એ ઉગ્ર પ્રતિકારનું પરિણામ એ આવ્યું છે કે ત્યાર પછી કોઈ ક્ષત્રિયાણી—હિન્દવાણીનું નામ દિલ્હીના કોઈ સુલ્તાને નથી લીધું. સુલ્તાનો અને શાહો, બાદશાહો અને શહેનશાહોના હવશ જોરતલબીથી પાછા ફર્યા છે.'

નીલમ ચૂપ રહી. એણે કમલાદેવીના હરણનો ઇતિહાસ આ નજરે વાંચ્યો ન હતો. એ વાંચન એને તદ્દન નવું જ લાગ્યું.

'નીલમ બોલ! પોતાની પવિત્રતા રક્ષવાને ખાતર આગમાં ઝૂકાવીને ખાક થનારી ઉત્તમ છે કે હજારોનાં પાવિત્ર્ય જુગજુગ સુધી રક્ષવાને ખાતર જીવતા દોજખમાં જીવનભર જલનારી ઉત્તમ છે?'

નીલમને કોઈ ઉત્તર ન સૂઝયો.

ચંદ્રલેખાએ આગળ ચલાવ્યું: 'નીલમ! હું વેશ્યા છું. સન્નારીઓ, અબળાઓને દૂષિત ન કરે એટલા ખાતર હવશનું

વિષ દેખતી આંખે પીનારી હું વિષ કન્યા–નીલકંઠા છું. હું ગમે તેવી હોઉં, ગમે તે કારણે આમાં આવી ચડી હોઉં, પરંતુ હું તને સવાલ પૂછું. તું મને સાચો નિખાલસ જવાબ આપજે. પુરુષોને પરણવાનાં અનેક કારણો હોય છે. પણ વિધવાને ફરી પરણવાનું કારણ શું ?'

'આશ્રય.'

'બરાબર છે. વિધવાના પુનર્લગ્નમાં આજ કાલ એવા પુનર્લગ્ન જે રીતે યોજાઈ રહ્યાં છે તેમાં સ્નેહનો, પ્રેમનો, પ્રીતિનો અનુરાગનો કોઈ ખ્યાલ જ નથી. એમાં તો પુરુષને કોઈને કોઈ પ્રકારની કામવાળી જોઈએ છે. વિધાને કોઈને કોઈ ભોગે આશ્રય જોઈએ છે. એ કહેવાય છે લગ્ન. પરંતુ ઘણે અંશે આર્થિક આપ લે સિવાય એમાં બીજું નથી હોતું.'

'એ તો ખરું.' સ્વાનુભવ યાદ કરતાં નીલમે જવાબ આપ્યો. એને ચર્ચાના દોર હજી નહોતા સમજાતા.

'તું પણ એટલું તો કબૂલ કરે છે ખરું ? હું જરા આગળ જઈને તમામ સ્ત્રીઓનાં તમામ પ્રકારનાં લગ્નનાં મૂળતત્ત્વ જ આ જોઉં છું.'

'એ તદ્દન ખોટું નથી.'

'જો એમ જ છે તો પછી નીલમ !' ચંદ્રલેખાએ જરા સ્મિત કરીને કહ્યું: 'પુરુષોને મન લગ્ન એ વિલાસ છે. સ્ત્રીઓને મન લગ્ન એ વ્યવસાય છે. સ્ત્રીઓનો વ્યવસાય પુરુષોની વિલાસિતા વોષવાનો અને એ દ્વારા પોતાનો નિર્વાહ કરવાનો.'

'પણ લગ્ન પવિત્ર છે. એનો અર્થ આવો હોઈ શકે ?'

ચંદ્રલેખા હસી: 'લગ્ન પવિત્ર છે એમ શાસ્ત્રો કહે છે.

લગ્ન એ સ્ત્રીઓનો વ્યવસાય છે, એમ આપણી પ્રત્યક્ષ રૂઢિ કહે છે. લગ્ન જો પવિત્ર હોય તો કાં તો સ્ત્રીઓની વેશ્યાવૃત્તિ નાબૂદ થવી જોઈએ ને કાં તો જેવો પ્રબંધ પુરુષો માટે છે એવો જ સ્ત્રીઓ માટે થવો જોઈએ.'

'તમે શું બોલો છો?' નીલમ ભડકીને બોલી ઉઠી.

'હું તો કેવળ પવિત્ર શબ્દની વ્યાખ્યા કરું છું. પવિત્ર હોય તો એના પ્રબંધો સર્વ પક્ષને સમાન લાભકારક કે બંધનકારક હોવા જોઈએ. એમ થવું જોઈએ, એમ જ હોવું જોઈએ એમ હું નથી કહેતી. એ રસ્તો પ્રજાની, કોમની ભયંકર પાયમાલીનો છે. એ રસ્તો બરબાદીનો છે. હું તો સ્ત્રીઓની વેશ્યાવૃત્તિ પણ સદંતર નાબૂદ થાય અને છૂટાછેડાની પ્રથા બહોળામાં બહોળા પાયા ઉપર સ્વીકાર પામે એમ માગું છું. એ ક્યારે થઈ શકે કે વસ્તુસ્થિતિની સાચી સમજણથી નકલી વસ્તુઓ ઉપર લગાવાયેલી જૂઠી ટિકિટો ઉખેડી એને સાચી ટિકિટ લગાવ્યાથી, આંધળી મતલબ દૂર કરીને સ્વાર્થની સાથે પરમાર્થ તરફ પણ નજર આપવાથી. હું તને નીલમ એમ પૂછું છું કે કોઈ પણ સ્ત્રી પરણવા માગતી ન હોય, અને પોતાના કેવળ પેટ પૂરતા નિર્વાહને અર્થે કોઈ પણ એક પુરુષની જીંદગીભર ગુલામી ન ઉઠાવવા માગતી હોય, તો એ સર્વ સ્ત્રીઓ માટે સમાજે અત્યારે મુકરર કરેલા સનાતન વ્યવસાયને અપનાવી એ દ્વારા પોતાને જોઈતું ધન કમાઈ લે અને શેષકાળ તમામ નારી સમુદાયના હિતમાં ખર્ચતી હોય તો એમાં અજુગતું કાંઈ છે?'

નીલમને ચક્કર આવવા માંડતા હતાં. હિન્દુ સ્ત્રીને કાન પણ પડવી નહિ જોઈતી ભયંકર વાતોને એ કેટલી સ્વસ્થતાથી

રજૂ થતી સાંભળતી હતી. જે રીતે એ રજૂ થતી હતી એ વાતો એને કેટલી સીધી લાગતી હતી!

ચંદ્રલેખા હસી. ક્ષણ ક્ષણ એના હાસ્યના રંગ પલટાતા જતા હતા. મેઘમંડિત આકાશમાં વીજ ઝબકે એવું તીખું અને દુ:સહ એ હાસ્ય હતું.

'તને એ વાત નથી સમજાતી. કાંઇ નહિ. મારે તને એ વાતો નથી સમજાવવી. બોધ અને ઉપદેશ જ્ઞાન આપતાં નથી. એ તો માત્ર બુદ્ધિને કસરત આપીને કેવળ તૈયાર કરે છે. જ્ઞાન તો કેવળ સ્વાનુભવ જ આપે છે. આવું જ્ઞાન તને મળે એવો તને સ્વાનુભવ ન હોજો. પણ જો કોઇવાર સ્વાનુભવ થવાનો અવસર આવે તો એટલું ખચીત યાદ રાખજે, કે જીન્દગીનો વેપાર, શરીરની સોદાગરી સ્વયં નીંદનિય નથી. જે સમાજ પોતાની રચના જ એવી કરે છે કે જેમાં આવી સોદાગરી શકય બને છે, જેમાં આવી સોદાગરી સિવાય જીવન નિર્વાહનો બીજો માર્ગ નથી, જેમાં આવો વેપાર એ અમુક સ્ત્રીઓને વધારેમાં વધારે સ્વતંત્રતા અને સુખવાસ આપે છે, એ સમાજ અને એ સમાજનું તંત્ર જ દોષભાગી છે. બહાદુર બનવું સહેલું છે. સહન-શીલ બનવું સહેલું નથી!

નીલમ ચંદ્રલેખા સામે જોઇ રહી, આવી સુંદર સોહામણી નારી કેવી વાતો કરતી હતી!

'હું વેશ્યા છું' ચંદ્રલેખા હોઠ પીસીને બોલી: 'હું વેશ્યા છું. એમાં મને જેટલી નહાનમ છે એના કરતાં મારે માટે એના સિવાયના બીજા તમામ માર્ગ બંધ કરનારને વધારે હીણપત છે હું વેશ્યા છું. પણ વિધવા હતી. તારી માફક એક

દિવસ ટૂકડો રોટલો ને બે ગજની છાપરાંવાળી ભોંય માટે શહેરોના જંગલમાં ને ગામડાંઓના શ્મશાનોમાં ભમતી હતી. એક દિવસ મને સમજાયું કે અનાથ અને અકિંચન વિધવા માટે શરીરની સોદાગરી સિવાય જીવવાનો બીજો માર્ગ નથી. એ એમાંથી ઉગરવાને અપઘાત કરે તોય સોએ નવાણું ટકા લોકો તો એને દુષિત અને દોષિત માનવાના. જ્યાં જીવતાં સમાશ નથી, મૃત્યુ પછીયે હમદર્દી નથી, ત્યાં શા માટે એ રાહ ન લેવો? અને એ રાહ ન લેવો તો પછી છાને ખૂણે શા માટે લેવો? એ રાહ લેવો, હવશનું વિષ બને એટલું પીવું, ઝેર બને એટલું પીવું, પીવું, પીવું, ને ફરી પીવું, કાયા તૂટી જાય, હાડકાં સડી જાય, સૌન્દર્ય શોષાઈ જાય, દેહ ભરખાઇ જાય, ત્યાં સુધી પીવું, અંદરનું વિષ બહાર ફૂટી નીકળે ત્યાં સુધી પીવું, અને એવી રીતે પીવું કે બીજી સેંકડો નારીઓને એ વિષયની હયાતિનો ય ખ્યાલ સરખો ય ન આવે, સેંકડો નારીઓને એ પાછલી ગલીની બદબો સરખી યે ન આવે. નીલમ! હું વેસ્યા છું, સમાજના, જાતિના કાયદા કાનૂનોને એક કોરે મૂકીને હું બેઠી છું, બેસી રહેવાની છું, પણ વિધવાઓની મેં સેવા કરી છે એટલી બીજા કોઇએ નથી કરી.'

'સેવા?'

'ભૂલ થઈ મારી. મારે સેવા શબ્દ ઉચ્ચારવો નહોતો જોઈતો. મારે સેવાની મગરૂરી ધરવી જોઈતી નથી. મારી બહનોને હું જરા પણ ઉપયોગી થઇ પડતી હોઉં તો એથી મારે ગુમાન ધરવું જોઇએ નહિ. માત્ર વીસમી સદીમાં યે એમને મારી મદદ ઉપયોગી થઇ પડે છે. એથી ખેદ ધરવો જોઇએ છે.'

નીલમને કાંઇ ન સમજાયું.

'નીલમ ! તું તારી આસપાસ નજર નાંખ. આ મકાન જો. આ રિદ્ધિસિદ્ધિ ને સાધન સંપત્તિ જો. પોતાની બુદ્ધિને વેંચીને, પોતાના આત્માને વેંચીને, પોતાના પૂર્વજોને વેંચીને, પોતાના કુટુંબને વેચીને કોઈ પુરુષ પણ દશ વર્ષમાં જેટલું ન કમાય એટલું મેં એક નારીએ મારી બુદ્ધિને સ્થિર રાખીને, મારા આત્માને નિર્ભય રાખીને કેવળ શરીરનો જ વેપાર કરીને દશ વર્ષમાં મેળવ્યું છે. રાજા મહારાજાઓનાં કદમમાં જેમનાં માથાં નથી નમાં, એમણે મારી કદમપોશી કરી છે. ધરતીકંપના સંકટમાં, દુષ્કાળના નિવારણમાં, વિજ્ઞાનના વિકાસમાં, તાલીમની અભિવૃદ્ધિમાં, દવાખાનાં, પાંજરાપોળો, કબૂતરખાનાં, ધર્મ-શાળાઓ, કે સ્મશાન–છાપરીઓના બાંધકામ અને રક્ષામાં જેમણે એક પાઇ પણ નથી આપી, તેઓએ મારા કદમમાં હજારો ધર્યા છે. અને મારી એ સંપત્તિમાંથી અત્યારે મારી પાસે કેટલી બચત હશે એનો તને ખ્યાલ છે ?'

'લાખ–બે લાખ ? નીલમે અચકાતાં પૂછ્યું.

'મારી કેવળ એક માસની ખર્ચી.'

'શું કહો છો ?' જે દિવસે મારામાં મારી માસોમાસનું ખરચ કમાવાની શક્તિ નહિ રહે, તે દિવસ હું મારું જીવન કૃતકૃત્ય થયેલું માનીને મારી મેળે ખતમ કરીશ.' ચંદ્રલેખા એક શોભિતા કબાટ પાસે ગઇ. એમાંથી એક નાની સફેદ પ્રવાહી ભરેલી સફેદ રંગની શીશી કાઢી એ નીલમને બતાવતી બોલી: 'જો આ કાતીલ ઝેર છે. પીધા પછી શીશીને પાછી ભોંયપર પણ મૂકવાનો સમય ન રહે એવું એ કાલકૂટ ઝેર છે. જે દિવસે

મારી શક્તિ મને તૂટતી લાગશે. તે દિવસે હું મારી જીવનની દોરી મારી મેળે તોડી પાડીશ.'

'પણ—પણ—'

'ત્યારે મારી ધીકતી કમાણી ને મારી સંપત્તિ ક્યાં જાય છે એમ તું પૂછે છે ને?'

નીલમે મસ્તક ધુણાવ્યું. એ સવાલ એના અંતરમાં રમી રહ્યો હતો.

'મારી એ સંપત્તિ વિધવાઓને આસાન બનાવવામાં જાય છે. જે દિવસે એક વિધવાને હું નિર્ભય બનાવી શકું છું, સમાજના સદાભૂખ્યાં વરૂઓથી ઉગારી શકું છું, તે દિવસ હું પરમ સુખની ભાવના અને હૃદયની પવિત્રતાની લાગણી અનુભવું છું. અહીંથી દૂર, એક વિધવા આશ્રમ હું નિભાવું છું. એ આશ્રમમાં સતીત્વની રક્ષાની. પરવશતાના ધર્મની, શાસ્ત્રીએ સ્તવેલા ઈશ્વરની ભક્તિની તાલીમ નથી આપવામાં આવતી. ત્યાં વિધવાઓને આર્થિક સ્વાતંત્ર્યની જ તાલીમ મળે છે. ત્યાં વિધવાઓને શક્ય એટલા સર્વ પ્રકારના ધંધાઓ શીખવાય છે મારે ખર્ચે. એ શીખ્યા પછી ધંધાનાં સાધનો અપાવું છું મારે ખર્ચે. એની આવક એની. એનું શરીર એનું. એનો આત્મા એનો. એની પાસેથી એક માત્ર કોલ હું વળતર રૂપે માગું છું અને તે એ કે: જીવનમાં કોઈ વિધવાને શરીરનો સોદો કરતી જુઓ તો એને અપમાનશો નહિ. એના રાહબર થજો!'

નીલમ તાજુબીભરી આંખે ચંદ્રલેખાને જોઈ રહી. ક્ષણે ક્ષણે આ નારી એને નવતરરૂપે દેખાતી હતી.

'વિધવાઓનું એક પ્રસૂતિગૃહ પણ હું ચલાવું છું. ત્યાં

વિધવાઓનાં બાળકોનો ઉછેર થાય છે. એમને આર્થિક હુન્નર ઉદ્યોગો શીખવવામાં આવે છે.'

'તમે–તમે–અજબ–છો.'

'હું અજબ છું?' ચંદ્રલેખા ગંભીર અવાજે બોલીઃ 'હું નથી જાણતીઃ હું તો જાણું છું કે જે કારણે હું વેશ્યા બની એ કારણો બને એટલી ઓછી વિધવાઓની સન્મુખ ઉભાં થાય એ મારી વેશ્યાવૃત્તિનું સામાજિક સાર્થક. હું વેશ્યા છું–હું વેશ્યા બની છું–વેશ્યાવૃત્તિ નાબૂદ કરવા માટે.'

ચંદ્રલેખા થોડીવાર ચૂપ રહી. હૃદયના અંતરતમ ભાગમાં કોઇ વિરોધી વિચારો વચ્ચે મંથન ચાલતું હોય એવો એનો ચહેરો દેખાતો હતો. 'નીલમ! હું સાચી છું. મારો રાહ સાચો છે. એ ખોટો નથી.' હોઠ પીસીને એ બોલીઃ 'હું સાચી છું. સાચી છું.'

એ થોડી વાર સુધી એ ખંડમાં ઉતાવળી પરિભ્રમણ કરી રહી. 'નીલમ! સેંકડો વિધવાઓને જેમ મેં કહ્યું છે તેમ તને પણ કહું છું. તું અહીં રહે, તને જુદો વાસ આપીશ. તારા ઉપર કોઈ બલાત્કાર થશે નહિ. મારે ત્યાં કેટલી યે વિધવાઓ વેશ્યાવૃત્તિ કરે છે, એને તું જો. મારા આશ્રમમાં કેટલી યે વિધવાઓ સ્વતંત્ર જીવન જીવવા મથે છે એ તું જો. પંદર દિવસ તું બધું જો. આત્મ અન્વેષણ કર. પછી તારે આત્મહત્યા કરવી હોય તો આત્મહત્યા કરજે. વેશ્યા થવું હોય તો વેશ્યા થજે. સ્વતંત્ર થવું હોય તો સ્વતંત્ર બનજે. જે રસ્તો તું સ્વીકારીશ, એ રસ્તો હું આસાન બનાવી આપીશ.'

# વિસંવાદ

**મુંબઈનો** કોલાહલ જ્યાં પ્રવેશ પણ ન કરી શકે, મુંબઈનો મદ જ્યાં સ્પર્શ પણ ન કરી શકે, એવા એક રળિયામણા સ્થળમાં કોઈ વિરાટકાય માનવીને રમવાનાં રમકડાં જેવાં નાજુક અને રૂપાળાં નાનાં નાનાં મકાનો આવ્યાં હતાં.

એની એક બાજુ સાગર નોબત બાજતો ને બીજી બાજુ નાની અને મોટી ટેકરીઓ આવી હતી. એ બેની વચમાં હરિયાળી ભોંયનું ખુલ્લું મેદાન હતું.

જાણે કે સાગર સુંદરી દરિયાની છાતી ઉપરથી ડગભરતી ધરતી ઉપર આવવાની હોય અને એનું સ્વાગત કરવાને લીલા મખમલનો રંગબેરંગી પત્થરિયાં ફુલ જડ્યો ગાલીચો પાથર્યો હોય એવું એ સ્થળ શોભતું હતું. ભૂખ્યો ભૂખ ભૂલે, થાક્યો થાક ભૂલે, એવું સૌમ્ય એ સ્થલ હતું.

એ ઘાટીલાં મકાનોમાંથી એક મકાન પાસે એક દિવસે એક મોટર આવીને ઉભી રહી અને એમાંથી ચંદ્રલેખા નીચે ઉતરી. એની પાછળ નીલમ ઉતરી.

[ ૧ ]

'આપણે આવી પહોંચ્યા છીએ. આ આપણો વિધવા નિવાસ.' ચંદ્રલેખાએ કહ્યું.

અંદરથી એક પ્રૌઢા આવી. ચંદ્રલેખાને જોઈને તાબેદાર નોકરને માલિકને જોઈને જેવો તરવરાટ થાય એવો તરવરાટ એના મુખ ઉપર ઝબક્યો. એના મુખમાંથી એક પણ શબ્દ ના નીકળ્યો. પરંતુ એના હોઠ ઉપર હજારો શબ્દોની અને ચીરકાળના મૌનની ઉણપ પૂરે એવું સુસ્વાગત–સૂચક સ્મિત રમી રહ્યું.

પ્રૌઢાએ બે હાથ જોડયા અને ચંદ્રલેખાને અભિવંદન કર્યું. ચંદ્રલેખાએ મકાનના પગથિયાં ચડતાં ચડતાં કહ્યું: 'ભાગીરથી બ્હેન! હું મારી સાથેના આ મહેમાનને આપણો આશ્રમ બતાવવા આવી છું.'

ભાગીરથીના મુખ ઉપરનું સ્મિત વધારે આનંદભર્યું બન્યું: 'ખુશીથી.' નીલમ સામે જોઈને એણે કહ્યું: 'આવો બહેન!'

ચંદ્રલેખાએ ભાગીરથીની અને નીલમની ઓળખાણ કરાવી: 'આ ભાગીરથી બહેન! આ આખાયે નિવાસના પ્રાણ કહો તો પ્રાણ અને આત્મા કહો તો આત્મા છે. એ મુખ્ય સંચાલક છે. આ બહેનનું નામ નીલમ છે. મારાં પરિચીત છે. મહેમાન છે.'

'ખુશીથી. હમણાં જવું હોય તો જોઈને ચાહ પાણી લઈએ. ને ચાહ પાણી લઈને જવું હોય તો પણ સારું છે.'

'હમણાં જ જઈએ તો?' નીલમે સૂર પૂરાવ્યો. સ્થળ અને વાતાવરણ જોઈને નીલમને નિવાસ જોવાનું ઉત્કટ કુતૂહલ થયું હતું.

'સારું, ચાલો આપણે પહેલાં જઈએ ઔદ્યોગિક શાળામાં.'

'ઔદ્યોગિક શાળામાં ?' નીલમે તાજુબી બતાવી: 'અહીં ઔદ્યોગિક શાળા છે ?'

'અમારો આ આખો નિવાસ ઔદ્યોગિક શાળાના પાયા ઉપર જ રચાયો છે.'

પોતાની તાલીમ દરમિયાન સાંભળેલી વાતો ને સેવેલા વિચારો નીલમને યાદ આવ્યાં: 'સ્ત્રીઓએ આર્થિક સ્વતંત્રતા મેળવવી જોઈએ. એમ જ ને ?'

'એમ જ.' ભાગીરથીના અંગેઅંગમાં નિશ્ચયાત્મકતા હતી: 'સ્ત્રીઓએ પુરુષોના સમોવડું થવું હોય તો પુરુષો જેટલી જ આર્થિક સલામતી અને સ્વતંત્રતા મેળવવી જોઈએ છે.'

હવે તેઓ ઔદ્યોગિક શાળાના મકાન પાસે આવી પહોંચ્યા હતા. મકાનમાં પાંચ છ વિશાળ ખંડો હતા. એમાં જુદા જુદા હુન્નરો અને ગૃહ ઉદ્યોગોને લગતો સરંજામ અને ઓજારો હતા.

'અમારી આ શાળામાં અમે એક સિદ્ધાંત રાખ્યો છે. અને તે એ કે વિધવાઓને જે કાંઈ હુન્નર ઉદ્યોગ શીખવવામાં આવે, એનું તત્કાલ વેચાણ શકય બનવું જોઈએ. બીજી વાત અમે એ લક્ષમાં રાખીએ છીએ કે એમને શીખવવામાં આવતા હુન્નર ઉદ્યોગના કાચા સરંજામની કીંમત ઓછામાં ઓછી અને એની પાછળના શ્રમનું વધારેમાં વધારે વળતર મળવું જોઈએ.'

ચંદ્રલેખા નીલમની સામે જોઈને બોલી: 'ભાગીરથી બહેનની પૂરી પિછાણ તમને આપું ? વિદ્યાપીઠના વેપાર

ઉદ્યોગના વિશારદનાં એ સૌથી પહેલાં સ્ત્રી–સ્નાતક છે. એમણે જુદા જુદા દેશોમાં પ્રવાસ કર્યો છે અને જુદા જુદા દેશોની સ્ત્રીઓની આર્થિક પ્રવૃત્તિઓ નજરે જોઈ છે. એ કુમારી રહ્યાં છે અને સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતાના ક્ષેત્રમાં જીવનભર કામ કરવાનું વ્રત લઈને આ જન્મ અપરિણીત રહેવા માગે છે.

'અને જ્યારે હું જુદે જુદે સ્થળે નિષ્ફળ પ્રવાસ ને પ્રયાસ કરતી હતી, ત્યારે મારી વાત સાંભળીને મારા હાથમાં ત્રણલાખ રૂપિયાની રકમ એક સાથે મૂકનાર આ ચંદ્રલેખા બહેન છે.' ભાગીરથીએ નીલમ સામે જોઈને ચંદ્રલેખા તરફ અંગુલિનિર્દેશ કરતાં કહ્યું.

'મેં પૈસા આપ્યા એમાં કાંઈ વડાઈ નથી. તમારી શક્તિ અને કુનેહ સિવાય મારા પૈસાનો શો ઉપયોગ હતો ?'

'અને તમારા પૈસા સિવાય મારી જેને તમે શક્તિ કહો છો, કુનેહ કહો છો, એનો શો ઉપયોગ હતો ?'

નીલમ નારી જીવનના બે છેડા ઉપર ઊભેલી આ બે નારીઓને જોઈ રહી. બન્ને બહાદુર હતી. બન્ને આકર્ષક હતી. બન્નેમાં કેવળ ઐહિક સુખથી પર એવી જ્વાલા જલતી હતી. બન્ને આદર્શ ગૃહિણીઓ બની શકે એવી હતી, બન્નેમાં સાહસિકો અને શૂરાઓની માતાઓ બનવાનું ખમીર હતું, છતાં બન્ને એકલ વિહારી હતી. એક વ્યોમમાં ઊડતી હતી, બીજી પાતાળમાં ડૂબેલી હતી. નીલમનાં અંતરમાં ન સમજાય એવું મનોમંથન થવા માંડ્યું. એને શું થતું હતું એ એ પોતે સમજી નહોતી શકતી, છતાં એનો આત્મા જાણે શરીરના હાડમાંસને કોરીને અંદર અને અંદર ઉતરતો જતો હોય એવી કળતર એવી બુદ્ધિને જાણે થવા માંડી.

પોતે કોઈ કોઈવાર કલ્પનામાં કલ્પી હોય, પરંતુ પ્રત્યક્ષ જોવાની શક્યતા સરખી યે વિચારી ન હોય એવા તાજુબી ભર્યા કુતૂહલથી, જીજ્ઞાસાથી એ જાણે સ્વપ્નભોમમાં વિહરતી હોય એમ વિધવા નિવાસમાં ભમી.

ઔદ્યોગિક શાળામાં એણે ચિત્રવિચિત્ર હુન્નરો જોયા. એક સ્ત્રી અને એમાંય વિધવા પોતાના ઘરમાં બેસીને આટલા આટલા નાના પ્રકારના ધંધાઓ ને હુન્નરો કરી શકતી હશે? સ્ત્રીઓ માટેના ધંધાઓમાં એણે દરજીકામની, કાંતવાની, ભરતકામની, ને બહુ બહુ તો મોતીના કામની કલ્પના કરી હતી. અલબત્ત હલકી કોમોની સ્ત્રીઓ અનેકવિધ પ્રકારની મજૂરી કરતી, પરંતુ એમાં કેવળ શરીરનો જ સતત શ્રમ હોવાથી ઉચ્ચ વર્ણની સ્ત્રીઓને વ્યવસાય તરીકે એ પ્રકારની મજૂરીનાં કામો સાહજિક નહોતાં એમ એ માનતી. ને એવાં કામોમાં પ્રતિષ્ઠાનો અભાવ પણ એને દેખાતો હતો.

પરંતુ ઔદ્યોગિક શાળામાં તો એણે અનેક એવા હુન્નરો સ્ત્રીઓને હાથે થતા જોયા કે જેની શક્યતા તેણે આજ દિવસ સુધી વિચારેલી પણ નહિ. લાખ દાંત, સેલ્યુલોઈડની ચુડીઓ, નેતરનું ફરનીચર, કવરની બનાવટ, ધૂપસળીઓ, મસાલાઓ, ચોખ્ખા દૂધના ડબ્બા, બટન, ચામડાની દોરીના ભરત ગૂંથણ, ફ્રેટવર્ક, કાચ ઉપર રંગબેરંગી ચિત્રકામ, કાગળના ખોખાં, જસત અને તાંબાના પતરાં ઉપર તસ્વીરો, ભાતીગળ રંગાટ અને વણાટ, જાતજાતની વનસ્પતિઓનાં મૂળિયાં, પાંદડાં, સત્ત્વ વગેરેની સાફસૂફી, સંગ્રહ વગેરે,—આંહી જાણે નાની સરખી પ્રયોગશાળા, નાનાં સરખાં કારખાનાં,

નાની સરખી હુન્નરશાળા, નાનાં સરખાં કળાભવનો ચાલતાં હતાં. અહીં જાણે બુદ્ધિપૂર્વકના પરિશ્રમની એક નવી સ્વપ્ન-સૃષ્ટિ ચાલતી હતી. અહીંથી સ્થિર અને સ્થગિત શ્રમના ક્ષેત્રમાં પુરુષોમાંની સમોવડ બનનાર સ્ત્રીઓની આલમનું બીજ ફાલતું હતું.

બહાવરી બનેલી બુદ્ધિ કોઈ બીજી ભોમમાં ભટકતી હતી. અને ચકીત થયેલી આંખો આ નિવાસમાં ઘૂમતી હતી. કેવળ વિધવાઓની જ આ પ્રયોગ-સૃષ્ટિ નહોતી. આ સૃષ્ટિમાં તો સ્વાયત્ત નિર્વાહ કરવાને માટે તત્પર એવી કોઈ પે સ્ત્રીના સમાવેશની સંભાવના હતી આ બધાનો અંજામ શો ? આ બીજમાંથી જો એક વાર સમસ્ત દેશ ઉપર છાયા પાથરી શકે એવું વૃક્ષ થાય તો શું ?

એણે સ્ત્રીયારાજની વાતો અનેક સંભળી હતી. આ નિવાસમાં એણે એનાં બીજો વિકસતાં જોયાં. અહીં શિક્ષણ શાળા હતી. અહીં કલબ હતી. અહીં નાટ્યગૃહ હતું. અહીં રમત ગમતો હતી. અહીં ઉપાહારગૃહ હતું. અહીં પુસ્તકાલય હતું. અહીં પ્રજામત ને અખબાર હતું. અહીં નિવાસની તમામ ઉત્પત્તિનો નિકાશ કરવા માટે, અને જોઈતા તમામ કાચા માલની ખરીદી માટે વિનિમય-ગૃહ હતું. પુરુષોને માટે, અને પુરુષો વડે અને પુરુષો થકી પુરુષોના હિતમાં બહાર જે વિશાળ ને વ્યાપ્તિ આર્થિક આલમ ગાજતી હતી, એવી જ આર્થિક આલમ સ્ત્રીઓ માટે, સ્ત્રીઓ થકી અને કેવળ સ્ત્રીઓના પ્રયાસથી, સ્ત્રીઓના હિતમાં હજી બીજના સૂક્ષ્મ સ્વરૂપે દેખાતી હતી.

અને આ બધાની કલ્પના કરનાર, આ બધું વિચારનાર, આ વિચારોને અમલમાં મૂકનાર, વિચાર અને આચાર વચ્ચે રહેતા અનિવાર્ય તફાવત છતાં એને વેગ આપી નિભાવી રાખનાર આ ભાગીરથી પણ અજબ સ્ત્રી હતી. સ્ત્રીઓની સ્વતંત્રતાની વહેનારી ગંગાની એ ગૌમુખ સમી નારી આગ્રહી, ચિન્તક અને ચુસ્ત હતી એમાં શંકા નહોતી.

હજારો વર્ષ પહેલાં પ્રાગૈતિહાસિક કાળમાં એક નારીએ કંઈક આવો જ પ્રયોગ કરેલો. દંતકથા એ પ્રયોગને સ્ત્રીયા-રાજના નામથી ઓળખાવે છે. લોકશ્રુતિ એના અગ્નિહોત્રીને તિલાના નામથી મશહૂર બનાવે છે. આજે એ દંતકથા ઉપરનાં વિસ્મૃતિનાં. ઉપહાસનાં, પોપડાં જાણે ઉખેડાય છે. ને......ને.........

નીલમના દિશા અસૂઝ વિચારો અટક્યા. ભાગીરથી બધું જોઈ બતાવીને પોતાના નિવાસ તરફ પાછી ફરતી બોલતી હતીઃ

'આ પ્રયોગ દ્વારા અમે વિધવાની અનાથતા દૂર કરવા માગીએ છીએ. એને આર્થિક આપત્તિઓથી મુક્ત કરીને, અત્યારે તો અમે કેવળ વિધવાઓને જ રાખીએ છીએ. પરંતુ અમારી નેમ તો એમાં આવવા માગનાર હરકોઈ સ્ત્રીને સ્થાન આપવાની છે. અહીં અમે સ્ત્રીઓ માટે પુરુષો જેટલા અવસરો, પુરુષો જેટલી તકો સર્જીએ છીએ અને એમને પુરુષો જેટલા જ અધિકારો ભોગવવાને હક્કદાર બનાવીએ છીએ.'

'પછી ?' નીલમથી સહજ પૂછાઈ ગયું. એના મનમાં ચાલતા અનેક વિચારોમાંથી કયા અવ્યક્ત વિચારનો આ અસ્પષ્ટ પડઘો હતો એ નીલમ પોતે પણ કહી શકે એમ ન હતું.

એની વૃત્તિ કેવળ વાત જ આગળ ચલાવવાની હતી કે નહિ એ પણ એ કહી શકે એમ ન હતું.

'પછી?' ભાગીરથીની આંખોમાં સખતાઈ આવી. 'પછી! હું માનું છું કે મારી પોતાની જિંદગી દરમિયાન તો આટલું કાર્ય મારે માટે પુરતું જ છે.'

'બરાબર, તમે સ્ત્રીઓમાં એ ભાવના જ પ્રત્યક્ષ પ્રયોગ-દ્વારા સીંચો કે એમણે કેવળ ઉદર ભરવાને અર્થે કોઈ બીજાની પરવશતા સ્વીકારવાની જરૂર નથી, પછી અત્યારનાં ઘણાં ખરાં અનિષ્ટો આપ મેળે નાબુદ થશે.'

'પૂરા દશ વર્ષ જો મારો આ પ્રયોગ અત્યારના જેટલી એકતાનતાએ ચાલે તો પછી લગ્ન દ્વારા, કે વૈધવ્ય દ્વારા કે પુનર્લગ્ન દ્વારા કે એકલતાભરી અસહાયતા દ્વારા જે કાંઈ વેશ્યાવૃત્તિ આજ કાલ ચાલી રહી છે, એ નાબુદ કરવાની દિશામાં આપણે જબરો ફાળો આપી શકશું. ઓહ! સ્ત્રીઓ સ્વતંત્ર બનશે! એઓ આત્મવિકાસ કરી શકશે. જીવનના સર્વ ક્ષેત્રોમાં એ પુરુષોની હરિફાઇ કરી શકશે. કામવાની નજરમાં, જાતિની નજરમાં, અને શક્તિની ગવાહીએ સ્ત્રીઓ સ્વાધીન બનશે. એમણે પરણવું હશે તો પરણશે. નહિ પરણવું હોય તો નહિ પરણે. સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા એક એવો વંટોળ ઉભો કરશે કે જેના વેગમાં ઘણાએ પરવશતાનાં ને નાઇલાજીના અનિષ્ટો દૂર થઈ જશે.'

ભાવીની મહા આશાથી જાણે ભાગીરથીનો ચહેરો દિપ્તીવંત બન્યો.

અને નીલમ ચંદ્રલેખા સાથે પાછી ગઈ તોય ક્યાંય સુધી એ ચહેરો, એની આંખો સામે તેજભર્યો હવાઇ આકાર ધારી રહ્યો. ક્યાંય સુધી એ ભાવીની આશાના એના કાનમાં પડઘા પડતાં રહ્યાં.

સો નરને ભાંગીને ભગવાને એક નારી ઘડી હોય એવી ભાગીરથી હતી. ને સેંકડો વિધવાનો તારણહાર હોય એવો એનો અખતરો હતો.

એ અખતરો પ્રતિભાવંતો હતો ને એની પ્રતિભા ચંદ્ર-લેખાના મુખ ઉપર છવાઈ હતી. છતાં કોણ જાણે કેમ નીલમના ચહેરા ઉપર ઘેરાયેલાં વિચારનાં જાળાં દૂર થયા નહિ.

[ ૨ ]

શહેરની બજારના છેડાના ભાગ ઉપર, વેસ્યાઓના નાના મોટા માળાઓ અને બંગલાઓ આવ્યા હતા. એમાંથી એક વિશાળ બંગલાની અંદર ચંદ્રલેખાનું વેસ્યાગાર આવ્યું હતું.

એ બંગલાને ફરતો બગીચો હતો ને બગીચામાં બેસવાના બાંકડા, ને લતામંડપો હતા. બગીચામાં એક નાનો હોજ અને ફુવારો હતો. એ ફુવારા ઉપર વીજળીનું લીલા રંગનું પ્રકાશ–ઝુમ્મર હતું. ને એના તેજમાં વેરાતાં જળશીકરો પરીઓની ધરતીને જાણે સજીવન કરતી હતી.

બંગલાની અંદર સૌથી પહેલું એક આલિશાન દીવાનખાનું હતું. એમાં બેસવાને માટે કુશાદા સગવડ હતી. રોજીન્દા છાપાંઓ ને રેડિયોની સોઇ હતી. સુંદર પંખા અને જળહળતી રોશની હતી. દીવાનખાનાની પાછળ નાના નાના ચાર પાંચ ઓરડાઓ

હતા, ને એમાં થોડાં માણસોને રમવાની, જમવાની અને આલ્હાદ કરવાની સગવડ હતી. એની પાછળના ભાગમાં હારબંધ ઓરડીઓ હતી.

આ વેશ્યાગારમાં ચંદ્રલેખાની આશ્રિત ચાર પાંચ યુવતી વેશ્યાઓ રહેતી હતી ને પોતાનો શરીરનો ધંધો ચલાવતી હતી.

ચંદ્રલેખા નીલમને આ વેશ્યાગાર બતાવવા લાવી હતી.

'આ મારા ધંધાનું મથક છે. આ બહેનો અહીં ધંધો કરે છે.

'ને ત......' નીલમથી પૂછતાં પૂછાઈ ગયું પણ હોઠ પીસીને એણે શેષ વાક્યો ગળામાંજ રુંધી રાખ્યાં.

'એમાં સંકોચ શાને? હું અહીં તો કોઈકવાર જ આવું છું. બાકી મારો ગાવા બજાવવાનો અને બીજો તમામ ધંધો મારા પોતાના જ આવાસમાં ચાલે છે.'

'આ બહેનો?.........'

'બધી વિધવા છે. એ બધી મારે ત્યાં કેમ આવી એની કથા છે. એમાંથી કોઈકને એના જેઠે વેચી છે. કોઈકને સસરાનો ગર્ભ રહ્યા પછી પિયરિયાં ને સાસરિયામાંથી હાંકી કઢાતાં કોઈ ઓરતના વેપારી મારફત મારે ત્યાં વેચાઈ છે. કોઈકને એના પિતાએ જ વેચી છે.'

'અને તમે એમને રાખો છો?'

નીલમના અવાજમાં કાંઈક ઠપકાનો આભાસ આવ્યો. ચંદ્રલેખાએ કહ્યું: 'એમને અહીં રહેવું હોય તો હું એમને અહીં શા માટે ન રાખું? મને પણ મારી પાછળ ગાદી સાચવનાર તો જોઈએ જ ને?'

'એમને બીજે ક્યાંય ન મૂકી શકાય? નિવાસમાં?'

'એમને ત્યાં જવું નથી.' ચંદ્રલેખાએ કહ્યું: 'શરીરની મહેનતથી જો કમાણી જ કરવાની છે તો પછી ઓછી મહેનતે વધારે કમાણી શા માટે ન કરવી એ એમનું તર્કશાસ્ત્ર છે.'

આ સુંદર અને સુસજ્જ મકાન નીલમને નિષ્ઠુર લાગતું હતું. એનાં પત્થરેપત્થરમાં હાડકાંની કરચો વેરાઈ એને લાગી. એને આ પાપધામમાં જવા માટે આંખે અંધારા આવતાં હતાં.

'અહીં એમને માટે પ્રબંધ?'

'અહીં એમને માટેનો પ્રબંધ સમજાવું. આ બંગલો તમામ મારી માલિકીનું છે. એમને માટે ભોજન, વસ્ત્રો વગેરેની વ્યવસ્થા મારે કરવાની છે. એ તમામ બદલ એમણે પ્રત્યેક પોતાની આમદનો મને ચોથો ભાગ આપવાનો રહે છે.'

'બાકીનો ભાગ?'

'બાકીનો ભાગ એમનો.'

'પેલો દરવાજે પઠાણ બેઠો હતો તે કોણ?'

'એ આ બંગલાનો ચોકીદાર.'

'કોઈ માણસ તરતોફાન કરે એ માટે?'

'અને કોઈ યુવતી તરતોફાન કરે તો તેને માટે પણ.' ચંદ્રલેખાએ જરા સખત અવાજે કહ્યું: 'છોકરીઓને છૂટ ગમે તેટલી આપીએ, તો પણ એમને કાયમ એકલતામાં જ રહેવાનું, ને એ સતત સમાજ–નિન્દીત એકાંતવાસને પરિણામે એમના સ્વભાવ ને માનસ કોઈ કોઈ વાર વિકૃત બની જાય, ત્યારે એમની સાન ઠેકાણે લાવવી પણ પડે. લગભગ પ્રત્યેક છોકરી ઉપર પઠાણના હાથનાં નાનાં મોટાં નિશાન હશે જ.'

નીલમ કમકમી : ‘ તે તમે એને માર પણ મારો. ’

‘ એમ પણ થાય. ભૂખી યે રાખવી પડે. એના માનસિક શરાબના પીણુ ઓસરી જાય એ માટે સખતાઇ તો કરવી જ જોઇએ. એવી ધાક ન હોય ને કોઈ કોઈ વાર એ ધાકનો અમલ ન હોય તો આ છોકરીઓ કોઇના કાબૂમાં જ ન રહે. ’

નીલમ ચૂપ રહી. એને આ આખોયે પ્રબંધ ભયંકર કારૂણ્યભર્યો લાગ્યો.

ચંદ્રલેખાએ કહ્યું: ‘ હું આ છોકરીઓ ઉપર દેખરેખ પણ રાખું છું. એમની બચતના રોકાણના સારા રસ્તા સૂચવું છું. એમને તાલીમ આપું છું મારા જેવા બનવાની. હું એમને બતાવું છું કે વેશ્યાવૃત્તિ પણ માનવીને અને સમાજને સુરક્ષિત બનાવી શકે છે. ’

નીલમ હોઠ પીસી ચૂપ થઈ રહી. એને એક પણ શબ્દ સાંભળવો ત્રાસરૂપ લાગતો હતો.

‘ હું સમજું છું કે તને આ નથી ગમતું. ’ ચંદ્રલેખાએ કહ્યું : ‘ પરંતુ દેખતી આંખે જ્યારે કોઈ પણ માણસ એક રસ્તો સ્વીકારે છે, ત્યારે એણે એના ચીલા બરાબર જાળવવા જ જોઇએ. જેઓ જિંદગીને જુગાર લેખે છે તેઓ જ અહીં આવે છે, અને કોઈ પણ જુગારીએ રમતના પાસા પ્રમાણે રમવાનો ઇન્કાર નહિ કરવો જોઇએ. હું પણ જિંદગીને એક જબરો જુગાર લેખું છું. હું જુગારી છું. જુગારીની બેપરવાઇને જુગારીની ચીવટ બન્ને સમજું છું. ’

‘ અહીંથી આપણે જઇએ. ’ નીલમે કમકમતી આંખોએ કહ્યું.

નર્યો ત્રાસ એને આ આગારની બિલોરી કાચ જેવી ઝળકથી થતો હતો.

'હા, ચાલો. હવે તમે મારા બેય પાસા જોયાં છે. હવે તમે મારાં બન્ને આવાસ જોયાં છે. હવે તમે મારાં બે સ્વરૂપો જોયાં છે. તમને ફાવે તે તમે સ્વીકારશો.'

નીલમને માનસિક આઘાત થયો. પોતાનો ભાવીનો પંથ મુકરર કરવાને માટે ચંદ્રલેખા એને આ બધું બતાવતી હતી એનું એને ભાન આવ્યું. એના અંગેઅંગમાં ટાઢનું લખલખું આવ્યું. પોતાના જેવા એક અલ્પજીવની આસપાસ ઘોર જગત કેવું તાંડવ કરતું હતું!

અને નીલમ અવનત મુખે ચંદ્રલેખાની પાછળ પાછળ ચાલી ગઈ.

[ ૩ ]

દિવસો ઉપર દિવસો જવા માંડ્યા. પરંતુ નીલમ પોતાનો રાહ નક્કી કરી શકી નહિ. નીલમને માટે ચંદ્રલેખાએ જુદા વસવાટની તજવીજ કરી હતી, પોતાના જ બંગલામાં. પરંતુ ચંદ્રલેખા એને કોઈ દિવસ ખાસ મળતી નહોતી. કોઈ કોઈ વાર જ્યારે એમનો મેળાપ થઈ જતો ત્યારે ચંદ્રલેખા મૂળ વાતનો જરા યે ઉચ્ચાર નહોતી કરતી.

નીલમને સમજાયું કે પોતાના ભાવીનો રાહ મુકરર કરવાની તમામ જવાબદારી એની પોતાની જ છે. ચંદ્રલેખા એને કોઈ દોર નહોતી આપતી. શા માટે નહિ આપતી હોય? શું એની એ પરીક્ષા કરે છે? કે એને પોતાને પણ હજી મુકરર એવો સાચો રાહ નથી જ સૂઝ્યો?

ચંદ્રલેખા સાથે એણે જાતે વાત કરવાનો વિચાર કરી જોયો. પરંતુ ચંદ્રલેખા એને એટલી તો અસ્પર્શ્ય અને વિસંવાદી દેખાઈ કે એની પાસેથી કોઈ સ્પષ્ટ દોર મળી શકવાની એને સંભાવના ન લાગી. ત્યારે સાચું શું? એને સ્વીકારવું શું અને શા માટે? એણે ત્યાગવું શું અને શા માટે?

આ અભાગી અબળાના અંતરમાં ન સમજાય એવો વલોપાત ને ન પાર પમાય એવું મંથન થઈ રહ્યું. એની મર્યાદાઓ કોઈ દિવસ હિન એટલી સ્પષ્ટતાથી આજ એને સમજાઈ. કોઈ દિવસ નહિ એટલા અન્વેષણથી એના વિચારોની સરહદો આજે સુરેખ અંકાઇ ગઈ.

એની વીસ કે એકવીસ વર્ષની જિંદગાની! કેટલી થોડી! કેવી બુદબુદ સમી! અને છતાં કેટલી અણખૂટ!

ઓહ! કેવાકેવા સંસ્કારો વીત્યા એની માથે! એનું જીવન સુકુમાર? અનારના શરબતનો જામ! એમાં આખરે વિષ પડયું. કયાંથી આવ્યું એ વિષ?

જીવનતીથિનો કણુકણુ એ જાણે સૂક્ષ્મદર્શક યંત્રના કાચની નીચે તપાસી રહી! એની કયાંય ભૂલ થઇ હતી? કોઇએ કયાંય ભૂલ કરી હતી? જીવન એ તર્કસિદ્ધ છે? જીવન એ કેવળ અકસ્માતોની પરંપરા છે? પૂર્વજન્મોનું સાધિત છે? પુનર્જન્મનું સાધન છે?

એણે તાલીમ લીધી હતી! સ્ત્રીકેળવણીની જરૂરત સક્રિય રીતે સ્વીકારાતી જાય છે એ યુગમાં એણે તાલીમ લીધી? કેટલી? વિદ્યાલયમાં એ શું ભણી હતી? સોળ વર્ષનો છોકરો ભણેલો કહેવાય? સોળ વર્ષે અભ્યાસ સમાપ્ત કરનાર છોકરાને કોઈ ભણેલો કહે? એ ન કહેવાય તો સોળ વર્ષની છોકરી

છઠ્ઠા સાતમાં વર્ગમાં ભણતી હોય એને ભણેલી કેમ કહેવાય? જલી રહેલા દીવાના મોગરા જેવી એ તાલીમ કેવળ શોભાની છે કે કાંઇ ઉપયોગની ખરી? લખવું, વાંચવું, ગાવું, ભરવું, ગૂંથવું—એટલામાં જ તાલીમ પૂરી થાય છે?

કોઈ દિવસ નહિ સ્ફૂરેલા એવાં વિચારો કડવા અનુભવની ચાળણીમાં ચળાઇ ચળાઇને સૂઝતા હતા. નીલમને અત્યાર સુધી પોતે ભણેલી હોવાની બાબતમાં શંકા નહોતી. એ શું વિદ્યાલયમાં નહોતી જતી? એ શું અંગ્રેજી અક્ષરો નહોતી ઉકેલી શકતી?

પણ...પણ......માનવીને વિષમમાં વિષમ અનુભવ તે સાફદિલ આત્મનિરીક્ષણનો છે. નીલમ આજે એ અનુભવનું વિષપાન કરી રહી હતી. એ ભણેલી નહોતી. એની જીભ ભણેલી હતી. એના કાન ભણેલા હતા, એના હાથ ભણેલા હતા. પરંતુ—પરંતુ—એની બુદ્ધિ તો ભણેલી નહોતી. એનામાં વિચાર કરવાની હામ નહોતી. સ્વતંત્રતા ભોગવવાનું જીગર ન હતું. વિચારોના તર્કસિદ્ધ ફળને વળગી રહેવાનું એનામાં કૌવત નહોતું.

એ દોષ જેનો હોય—પોતાનો હોય, આવી રીતે કેળવાયેલી યુવતીને ભણેલી માનનાર વર્ગનો હોય, સ્ત્રી કેળવણી માટેનો ક્રમ મુકરર કરનારનો હોય, જેનો હોય એનો—એનામાં આત્મશ્રદ્ધા નહોતી. એનામાં બૌદ્ધીય ઇતબાર નહોતો. એનામાં વનવગડામાં રઝળવાની શક્તિ નહોતી. એ એક છોકરી જ હતી. માત્ર એના ઉપર નવા સાજ ને એ સાજજન્ય સવિશેષ નિર્બળતા અને વાસનાઓ અભરે ભરી હતી.

એનું લગ્ન એ ભૂલ હતી ? કોની હતી ? ભૂલ ગમે તેની હો. એની માતાની તો નહોતી. માતાની. મહત્ત્વાકાંક્ષાઓ એ સાકાર ન કરી શકી. એનું શૂલ એને જીવનભરનું રહી ગયું. પણ એ સાકાર કરવાની એનામાં શક્તિ હતી ?

માતા ગઇ એ સુખી થઈ, પોતે રહી અને દુઃખી થઇ ! એનાં લગ્ન એના પિતાએ કર્યાં, એમાંથી એને કાંઈ લાભ થયો હશે ? ગેરલાભ થયો નહોતો. લાભ થયો હોય તો એ વિષે પિતા અને પતિ બન્ને ચૂપ હતા. પિતાને તો એણે લગ્ન પછી કોઈ દિવસ જોયા જ નહોતા. પતિ એ બાબતમાં મૌન સેવતાં.

એના પતિની સામે એને ફરિયાદ કરવાનું તો કારણ નહોતું. એને પિતા તરીકે, વડીલબંધુ તરીકે એ ચાહી શકે એવા એ સીધા અને સરલ હતા. અમથાલાલને સામે એને કહેવાનું ન હતું. એ આ લગ્નને ફત્તેહમંદ કરવાના પ્રયાસ કરતા હતા. એ પ્રયાસો અનેક ધંધાદારી જંજાલોને લઇને બીજમાં જ નાશ પામ્યા છતાં એણે કોઈ દિવસ એના ઉપર અત્યાચાર નહોતો કર્યો. જીવનથાકેલાને એ સારો વિસામો હતો. એમના જેવા માણસે તો એક ઉછળતી આશાભરી કુમારી સાથે લગ્ન કરવાને બદલે કોઇ દુઃખી વિધવા સાથે પુનલગ્ન કર્યાં હોત તો ? એકને સંતોષ મળત. એની એક માર્ગી સરલતા સુખકર બનાવતા. એની ધંધાદારી જંજાલો એને પીંખી નહિ નાખતા વિધવા લાયક વિસામાની કદર કરી શકત. અમથાલાલ સજ્જન હતા. સહનશીલ હતા. એકાવધાની હતા. છતાં પુનર્લગ્નનો આદર્શપતિ લગ્નમાં નિર્વિકાર રહ્યો. એની સરલતા ને એકાવધાન એળે ગયાં. પોતાની આશાઓ ધુળમાં મળી ગઈ. ઘોડો સારો, અંબાડી સારી, એયનો સંયોગ વિકૃત.

એ વિધવા થઇ, વિધવા બનીને એ અમથાલાલ સાથે પુનર્લગ્ન કરત તો બહુ જ સુખી થાત. પુનર્લગ્ન......

પુનર્લગ્નનો પંથ આદર્શમાં ને વિચારમાં સાચો છે, પણ એ વિચાર આચારમાં ઉતરી કેમ નથી શકતો ? આજકાલ અત્યારે જે પુનર્લગ્ન થાય છે તેમાં લગ્નનાં તત્ત્વોનો કેવો ને કેટલો આદર થાય છે ? આજની લગ્નપ્રથામાં સાંગોપાંગ નવરચના માગનારાઓ પુનર્લગ્નના પ્રબંધ એ જ લગ્નપ્રથા ને એ જ શિરસ્તા કેમ સ્વીકારે છે ? કોઇપણ વિધવા કોઇપણ વિધૂરને માટે યોગ્ય મનાય છે ? એકબીજાને જોયાં ન હોય, પિછાન ન હોય તોય કોઇ મધ્યસ્થ સહાયક લગ્ન ગોઠવી આપે એ જ શિરસ્તો ! એ જ વિધિ ! એ જ ફેરા ! ને એ જ પ્રતિજ્ઞા ! ઘાણીનો બળદ જેમ એકના એક વર્તુલમાં ફર્યા કરે તેમ નારી પ્રથમ લગ્નમાંથી મુક્ત થાય કે બીજા લગ્નમાં જાય. ને બીજામાંથી ફારગ થાય તો ત્રીજામાંયે જાય--

જે નવી લગ્ન પ્રથા દાખલ કરવા માગીએ છીએ, એ વિધવાના પુનર્લગ્ન પરત્વે અંગીકાર કરવામાં આવે તો ? વિધવાને પ્રથમ સ્વતંત્ર સર્જન કરતાં શીખવવામાં આવે, પતિની પસંદગી કરવા માટે બહોળામાં બહોળા ક્ષેત્રમાં સ્વતંત્ર હરવા ફરવાની છૂટ આપવામાં આવે—

આજકાલ તો વિધવા કોઇ વિધવા સહાયક સભા કે આશ્રમમાં જાય, એટલે જુનવાણી માબાપોને ઘેર ઉમ્મર લાયક કુમારીકાઓ કરતાં પણ વધારે બંધન ભોગવે ! એનાથી ન પુરુષ સાથે વાત થાય, ન બહાર છૂટથી હરાય ફરાય, ન શરીરની સંભાળ કે ટાપટીપ રખાય, એને તો વાટ જોઇ ને બેસી રહેવાનું— જીન્સીની પૂતળીની જેમ—એ પૂતળાને ચાવી ફેરવનાર કોઇએ

પુરુષ આવે ત્યાં સુધી. ને સહુ કોઈ એને આશ્રિત તરીકે જોયા કરે.........

આ આખું ધોરણ પલટાય, વિધવાઓને પૂરતો અવકાશ મળે, અજમાયશી લગ્ન કરવાની પદ્ધતિ સ્વીકારાય.........

નીલમની બુદ્ધિ જાણે કુંઠિત થઈ ગઈ. મંથન ખૂબ થતું હતું. પરંતુ ન તો મંથનનો અંત આવતો હતો કે ન તો અંદરથી કાંઈ નવનીત નીકળતું હતું ! એને તો નક્કી કરવાનું હતું કે એ ચંદ્રલેખાના વિધવાનિવાસમાં જાય કે વેશ્યાનિવાસમાં જાય ! ને એ કેવા આડા વિચારે ચડી ગઈ ?

દરિયામાં ડૂબેલી એને ખાતર જાણે બે શક્તિઓ એને માટે ખેંચતાણ કરીને જુદ્ધ કરતી હોય એવો એને આભાસ થયો.

એને ક્ષણભર ભ્રમણા થઈ કે ભાગીરથી એને અંગુલિનિર્દેશ કરીને બોલાવી રહી છે ! ભાગીરથી કેવી અજબ બાઈ હતી ! પોતાના ભાવીની, પોતાના સંસારની, પોતાના સુખની કોઈ પરવા ન કરવી, પારકાઓનાં હિતનાં વિચારો સેવવા; પારકાઓને ખાતર હાડ ગાળવા, સિદ્ધાન્તોને સાધ્યને ભોગે વળગી રહેવું—એક સાચી તાપસી હતી. એવા તપઃપૂત આત્માના વિરાટદર્શને એનું મસ્તક સહસા ભક્તિભાવથી ઢળી પડ્યું !

મહાન થવું એ સારું છે. સારું થવું એ મહત્તર છે. ભાગીરથીને માટે એને માન હતું. પણ—પણ—

સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા, સ્ત્રીઓ સર્જન કરી શકે, સ્ત્રીઓ કમાઈ શકે, સ્ત્રીઓ સ્વતંત્ર ને એકાકી રહી શકે, પુરુષ સમાન હક્ક ભોગવે, એ સુખકર સ્વપ્ન હતું !

પણ એ મૂર્ત થઈ શકે ? એ સ્વપ્ન અવનિ ઉપર ઉતરી શકે ? સિદ્ધાન્ત સ્થપાય પણ અનુયાયીઓને એ લાભદાયી બને ?

ધારો કે બધી જ સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય ભોગવવાને લાયક થાય તો ? આર્થિક સ્વાતંત્ર્ય ભોગવતા પુરુષો જેટલાં જ જોખમો એમને પણ ઉઠાવવાનાં. એ સ્ત્રીઓ જો તદ્દન નવી જ આર્થિક સંપત્તિ ન ઉભી કરે તો, પુરુષોની આર્થિક આલમમાં હરિફ તરીકે ઉભવાની, એમને ય બેકારી આવવાની, એમને ય ભૂખમરો વેઠવાનો. પુરુષ ભૂખમરો વેઠે ત્યારે ચોરી કરે—સ્ત્રીઓ ભૂખે મરે ત્યારે વેશ્યા બને !

ને બાળક ભૂખે મરે ત્યારે......ભૂખે મરે.

જો થોડીક સ્ત્રીઓ જ આર્થિક સ્વાતંત્ર્ય ભોગવતી હોય તો વાંધો ન આવે. પણ ત્યારે વિશાળ સમુદાયને માટે પ્રબંધ શો ? ને જે થોડીક ભોગવે અથવા ભોગવવાને પાત્ર ગણાય એ કેવા પ્રકારની ?

વિશાળ નારી સમુદાયે ગૃહકાર્ય કરવાનું રહ્યું. બાળઉછેર કરવાની રહી. આ ઇચ્છનીય હો યા ન હો, સ્થિતિ આ છે. પિતાએ પસંદ કરેલા એક નરનું ઘર સાચવવું, વાસના પોષવી, એને બાળકો આપવાં ને એ બાળકો ઉછેરવાં—બધું ઉદરનિર્વાહના બદલામાં. એટલે કે શરીર સમર્પણ ઉપરાંત મજૂરી—શરીર—શ્રમ.

જ્યાં જુઓ ત્યાં કારમી બેકારી છે. ભણેલા બેકાર, ખેડુત બેકાર, મજૂર બેકાર. આવા સંયોગોમાં સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા એટલે અવ્યવસ્થિત મજૂરીને કારણે વધતી જતી બેકારી.

આવા સંયોગોમાં કેવળ લગ્નના ચોગઠામાં જ સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા શક્ય છે?

ભાગીરથી બહેને આ વિચાર કર્યો હશે? ચંદ્રલેખા વિધવા ને વેશ્યાગૃહો એક સામટાં નિભાવે છે તે આ વિચારે?

કોઈ સ્ત્રીને એક બાળક જ જોઈતું હોય, કોઈ સ્ત્રીને સાહજિક પ્રાકૃતિક ભૂખ સંતોષવી હોય; તો એ ખાતર એણે જીંદગીભર શા માટે બીજાએ પસંદ કરેલા પુરુષને પણ સ્વીકારવો જોઈએ?

આ હતભાગી નારીને ઉગ્ર મનોમંથન થઈ રહ્યું હતું. એ આત્મદર્શન પાસે સ્વાધ્યાયની, સ્વાનુભવની એની પાસે પૂરતી માનસિક તાલીમ નહોતી. એની બુદ્ધિ ગાર્હસ્થ્યના ભાર નીચે દટાઈ ગઈ હતી. અને એનાં જ્યારે આજે ખંડિયેર થઇ ગયા હતા, ત્યારે એ ખંડિયેરોમાં બહાર નીકળવાની એની બુદ્ધિમાં પૂરતી શક્તિ નહોતી. નવી દુનિયાની, નવા અનુભવની, એને ઝાંખી થતી હતી; પરંતુ સ્થળે સ્થળે એના નવા ચિંત્વન ઉપર જૂના અનુભવના ઓળા પડતા હતા.

માથે હાથ દઈને એ ક્યાંય સુધી બેઠી રહી. એને આત્મ-નિર્ણય કરવાનો હતો. એની પાસે સામગ્રી હતી, પરંતુ સુસંવાદ સાધવાની એનામાં શક્તિ નહોતી. જૂનો કે નવો રાહ એને કેવળ બુદ્ધિના અજવાળા અંધકારમાં જ નક્કી કરવાનો હતો. એ શું કરે?

એ શું કરે? આર્થિક સ્વતંત્રતા, અને એના આનુસંગિક હરિફાઈ ને બેકારીનાં જોખમો એ ઉઠાવે કે વેશ્યાવૃત્તિનો સનાતન રાહ એ સ્વીકારે? બિનસલામત નવીનતા કે સલામત વિકૃતિ એ સ્વીકારે?

પણ—પણ એ બે રાહોનો જ મેળ ન બની શકે? ચંદ્રલેખા એ નહોતી સાધી શકી? લગ્નમાં પણ જો શરીર સમર્પવાનું જ હોય તો પોતે જો શરીરની સંપૂર્ણ માલિક રહેવાની ના હોય, ઇચ્છા અનિચ્છાએ પણ એ ભાર એને જીવનભર ઉઠાવવાનો જ હોય તો પછી શા માટે એ દિવસના અમુક જ કલાક શરીરનો સોદો કરીને પૈસા કમાઈ ન લે? આર્થિક સ્વતંત્રતા પણ સરવાળે શરીરના સોદા સિવાય બીજું શું છે? ને એ કમાણીનું ધન પરોપકારમાં જાહેર હિતમાં કેમ ન વાપરે?

ભાગીરથી બહેન વધારે હિતકર હતાં? ચંદ્રલેખા વધારે હિતકર હતી?

માથે હાથ મૂકીને એ ક્યાંય સુધી અર્ધ બેભાન દશામાં પડી રહી. એના અંતરમાં ઘોર મંથન ચાલતું હતું. પરંતુ એનો પાર એ જાતે સમજી શકતી નહોતી.

એ એટલું સમજી શકી શકી હતી કે એ એના જીવનની એવી મજલ ઉપર આવી હતી કે જ્યાંથી બે રાહો ફંટાતા હતા. એમાંથી એને એકની પસંદગી કરવાની હતી, ને એક વાર પસંદગી કર્યા પછી એનાથી પાછું હટી શકાય એવું રહેશે નહિ.

# વેશ્યા

[ ૧ ]

**સાંજ** નમતી હતી. અને સમુદ્રની સપાટી ઉપર ઉપર સૂર્ય પોતાના આથમતા પ્રકાશનો છેલ્લો પાલવ પાથરી રહ્યો હતો.

વરલીના દરિયાકાંઠા ઉપર બે સ્ત્રીઓ ફરતી હતી. એમાં એક હતી નીલમ અને બીજી હતી ચંદ્રલેખા.

'પંદર દિવસ અગાઉ નીલમ તું અહીંથી જ સાગરમાં ઉલટી પડવા તૈયાર થઈ હતી!' ચંદ્રલેખા પુરાણી વાત તાજી કરતી હોય એ રીતે બોલી: 'અને સામે દેખાય છે એ ટેકરી ઉપર હું બેઠી હતી. જો આજ દુનિયા કેવી રમણીય દેખાય છે! જીવવા અને મહાલવા જેવી નથી લાગતી?'

નીલમે ચોપાસ જોયું. નીલ રૂપેરી રંગનો સાગર સૃષ્ટિમાત્રના ઉપભોગ તત્ત્વ શો મીઠો અને મોહક પ્રકાશી રહ્યો હતો. સૃષ્ટિનું સુખ જોઇને સંયમી સંતોષ માનતી હોય એવી ટેકરીઓની હારમાળા વિરાજતી

હતી. માનવીની મોજભરી જહેમતની ગવાહ પૂરતી ઈમારતો. મોટરો, કિસ્તીઓ નજરે પડતી હતી. અને એ સર્વ ઉપર સુવર્ણમય પ્રકાશ આંખોને લલચાવનારું તેજ છાઈ રહ્યો હતો.

નીલમને લાગ્યું કે દુનિયા જીવવા જેવા હતી, મહાલવા જેવી હતી. પ્રકૃતિના ઉત્સંગમાં માનવીની આધિ ને ઉપાધિઓ એટલી તો નાની લાગે છે કે એવી ક્ષુદ્ર યાતનાઓને ખાતર જીવ દઈ દેવામાં પોતે અચૂક ઉતાવળ કરી હોત એમ પણ નીલમને લાગ્યું.

નીલમ નિરુત્તર રહી. પરંતુ એની વદનરેખા મૂંગી નહોતી. ચંદ્રલેખાએ એ જોયું. અને એના અંતરમાં શુભેચ્છા ફેલાઈ.

'નીલમ! આજ તારી અવધિ પૂરી થઈ છે. આજે તારો નિર્ણય તારે મને જણાવવાનો છે. તેં કશો નિર્ણય કર્યો છે? તારે હજી યે વધારે સમય જોઈએ છે?'

'ના.'

'તેં નિર્ણય કર્યો છે?'

'હા.'

'શું કર્યો છે? વિધવાનિવાસમાં જવાનો કે બીજો?' ચંદ્રલેખાનો અવાજ કંઈક કાંપ્યો હોય એમ નીલમને લાગ્યું.

'ના.'

'ત્યારે?'

'હું વેશ્યા બનવા માગું છું.'

ચંદ્રલેખાની આંખો કાચ જેવી નૂરવિહોણી ચમકથી ચમકી ગઈ. નીલમને એ ચમક ન સમજાઈ. 'તારા નિર્ણયની પાછળ પુખ્ત વિચાર છે? તું એટલું તો સમજે છે કે નહિ કે જો

માર્ગ તું લઈશ, એમાં તારે ઓતપ્રોત થવું પડશે ? પછી પાછો ડગ ભરાશે નહિ ?'

'હું એ સમજું છું ને મેં બધી બાબતનો વિચાર કર્યો છે.'

'તું એટલું સમજે છે કે નહિ કે પાંચ કે દશ વર્ષમાં તું વૃદ્ધા થઈ જઈશ. શરીરની આ બધીયે સુકુમારતા ઉડી જશે. અંતરમાં આશા જેવું નહિ રહે. બુદ્ધિમાં વિચાર જેવું નહિ રહે.'

'મેં એનો પણ વિચાર કર્યો છે.'

'તું એટલું સમજે છે કે નહિ કે ભયંકર રોગને તું નિમંત્રી રહી છો. શરીરમાં કોહને, લોહીમાં આગને ને હાડકામાં ક્ષયને તું નિમંત્રી રહી છો ?'

'મેં એનો પણ વિચાર કર્યો છે.'

'વિધવા નિવાસમાં તું સ્વતંત્રતાથી રહી શકીશ. જાત જાળવી શકીશ. બુદ્ધિનો વિકાસ કરી શકીશ. પ્રમાણિક મહેનત કરીને પ્રમાણિક પરસેવાની પ્રમાણિક રોજી મેળવી શકીશ.'

'એ પણ મેં વિચાર્યું છે.'

'અને એ બધું વિચાર્યા પછી તું મને આ જવાબ આપે છે ?'

'હા.'

'તારા આ વિચારનો તારે કાંઈ ખુલાસો કરવાનો નથી ?'

'ખુલાસો કરવાનો છે અને નથી એવું છે. મેં વિધવા નિવાસ જોયો. વેશ્યાગાર પણ જોયું. એકમાં પૈસાની સલામતી છે ને શરીરની ચિન્તા છે. બીજામાં શરીરની સલામતી છે ને પૈસાની ચિન્તા છે. મને લાગે છે કે આંતરિક ચિન્તા કરતાં બાહ્ય ચિન્તા અભીષ્ટ છે.'

'વેશ્યાના શરીરની સલામતી છે? તને આ ભ્રમણા કેમ ઉભી થઈ?'

નીલમ ફિક્કું હાસ્ય કરીને બોલી: 'વિધવાનિવાસની વિધવાને જેટલી પૈસાની સલામતી છે એટલી તો વેશ્યાગારની વેશ્યાને શરીરની સલામતી ખરી જ ને?'

'હા. એ ખરું.' ચંદ્રલેખા કોઈ ઉંડા વિચારમાં પડી ગયેલી દેખાઈ.

'હું પોતે તો આખો સવાલ મારી રીતે ને મારી નજરે વિચારું છું. વિધવાઓની એક વર્ગ તરીકેની આર્થિક સ્વતંત્રતા શેષ સ્ત્રી સમાજ લગ્નનાં ચોગઠામાં પૂરાય તો જ સંભવે. આપ કમાઈ કરતી વિધવાઓ પ્રમાણમાં ઓછી હોય તો જ એ આર્થિક સ્વતંત્રતા ભોગવી શકે. એટલે કે દરેક આપ કમાઈ કરતી વિધવા બીજી સ્ત્રીઓને લગ્નસંસ્થામાં પૂરી રાખવાના હથિયાર રૂપ છે. સ્ત્રી સંપૂર્ણતઃ આઝાદ તો ત્યારે જ થાય કે જ્યારે લગ્નને કારણે એના અતિ વિશાળ સમુદાયને જે આર્થિક પરતંત્રતા ભોગવવી પડે છે એ દૂર થાય. આપણાં લગ્નો કાં તો પતિ પત્ની અલાહેદી અલાહેદી આમદાની રળવાને સ્વતંત્ર હોય, એ પ્રકારના કેવળ માનસિક મેળને કારણે બંધાયેલાં સ્વાયત્ત એકરાગના પરિપાક રૂપે હોય ત્યારે, અથવા તો ઉપરથી જરા નીચે ઉતરીએ તો દરેક પત્નીને પતિનું ઘર સાચવવા બદલ કાયદા અથવા તો મુકરર ને સર્વ સ્વીકાર્ય પ્રબંધદ્વારા વેતન મળતું હોય ત્યારે. આ બન્ને વસ્તુઓ આપણે ત્યાં નથી, ત્યાં સુધી સ્ત્રી આઝાદ નથી. એ ભયંકરમાં ભયંકર એવી કામવૃત્તિની ગુલામી ઉઠાવી રહી છે. એક વર્ગ તરીકે નારી પરતંત્ર છે. પરતંત્ર વર્ગો સર્વદા સર્વનું ધ્યાન ખેંચી

રાખે એવી થોડીક બળવાખોર વ્યક્તિઓ પેદા કરે છે, ને એવી વ્યક્તિઓ પરતંત્ર રાખનારાઓ સાથે ઝઘડીને સ્વતંત્ર વર્ગમાં પોતાનું વર્ચસ્વ જમાવે છે. પરંતુ સ્વતંત્ર વર્ગમાં પોતાનું વર્ચસ્વ જમાવી શકે નહિ એવો સ્વયત્ત સમુદાય જ્યાં સુધી સર્જાય નહિ, ત્યાં સુધી વર્ગ તરીકે નારી સ્વતંત્ર ન બને.'

ચંદ્રલેખા નીલમની સામે જોઈ રહી, એને ઘણું ન સમજાયું. જે વસ્તુઓને એ પ્રાથમિક દ્રષ્ટિથી જ જોતી હતી એનું આ જુવતી આટલું વિવરણ પણ કરી શકતી હતી.

'હશે, તને જે યોગ્ય લાગે તે જ તારે કરવું. મારી વાત તો એક જ હતી કે જ્યાં સુધી બુદ્ધિ કબૂલે એવો જીવવાનો રાહ ઉઘાડો હોય ત્યાં સુધી કોઈએ આત્મહત્યા કરવી જોઈએ નહિ.'

[ ૨ ]

સામાન્યતઃ ચંદ્રલેખા પોતાના આવાસમાં ફરીને આવતી, ત્યારે એનું વદન ઉઘડતી ઉષા જેવું ગુલાબી પ્રકાશથી ઓપતું. એ પોતાના મોટર ચલાવનાર સાથે એક બે શબ્દો હસીને બોલતી. પોતાના ભટ્ટને એક બે શબ્દો હસીને કહેતી. ઘાટીને ને નોકરાણીને પણ એ શબ્દ સત્કારથી નવાજતી. એ જાણે હાસ્ય વેરતી આવતી.

પરંતુ આજે એ આવી ત્યારે ખૂબ જ ગંભીર લાગતી હતી. આખો રસ્તો મોટરમાં એ બહુ જ વ્યથિત બનેલી દેખાતી બેઠી હતી. નીલમને એના ઉતારા આગળ એણે મૂકી. ત્યારે ય એ એકે ય શબ્દ નહોતી. બોલી. એના પોતાના આવાસ આગળ મોટર ઉભી રહી અને મોટર હાંકનારાએ બારણું ઉઘાડી એ વાત તરફ એનું ધ્યાન ખેંચ્યું ત્યારે પણ ચમકીને

ઉભી થયેલી. એણે મોટર હાંકનારને એક શબ્દ પણ કહ્યો નહિ. એના પ્રત્યાગમનની રાહ જોઇ ઉભેલા નોકર નોકરાણીને ય એણે એકે ય શબ્દ ના કહ્યો. ગુલાબના ખીલતા ફૂલ ઉપર વરસાદનાં પાણી પડયાં હોય એવા ગંભીર વિષાદભર્યા ચહેરે એ પોતાના ઓરડમાં ચાલી ગઇ.

'આજે બાઇ સાહેબ, કાંઇક ગમગીન છે.' નોકર સમુદાયે એની પીઠ પાછળ મત જાહેર કર્યો.

એ મત પ્રત્યે ઉપેક્ષા બતાવાને ચંદ્રલેખા પોતાના આવાસમાં હીંચકા ઉપર બેઠી. બહાર ફરવાનાં વસ્ત્રો ઉતારીને ઘરમાં પહેરવાનાં સાદાં વસ્ત્રો સજવાનું પણ એને ધ્યાન ના રહ્યું. એ મૂક અને મૂઢ જેવી બેઠી રહી. એની આંખો અનિમેષ સામેની દીવાલ ઉપર મંડાઈ હતી, પરંતુ એ દીવાલ ઉપર કાંઈ જોતી નહોતી.

એને સમજાતું નહોતું પોતાને શું વ્યગ્રતા છે. પરંતુ પોતે કાંઇક ઉંચી જગ્યાએથી પછડાઇને નીચે અને નીચે ઉતરતી હોય એવી બળતરા એના પેટમાં થતી હતી.

એટલું તો એ સમજી શકી હતી કે નીલમનો નિર્ણય એની આ બળતરાને માટે જવાબદાર હતો. એટલું ચોક્કસ હતું કે એણે કરેલી કાંઇક ગણતરી એ નિર્ણયથી અવળી પડતી હતી, પરંતુ એ બધુંય મૃગજળ જેવું—અસ્પષ્ટ મૃગજળ જેવું તરતું હતું. એને દોર સમજાતા નહોતા.

લમણે હાથ મૂકીને ચંદ્રલેખા કયાંય સુધી બેસી રહી. 'શા માટે નીલમે આવો નિર્ણય કર્યો?'

'શા માટે નીલમે બીજો કોઇ નિર્ણય ના કર્યો? શા માટે

પોતે નીલમને આત્મહત્યામાંથી ઉગારી ? શા માટે–શા માટે–શા માટે ?...'

હૈયામાં મૂક પ્રશ્નો જાગતા હતા. બુદ્ધિમાં મૂક પ્રશ્નો ઉભા થતા હતા. ચોપાસ હવામાં એ સવાલોના પડઘા પડતા હતા ને છતાં ય એનો ઉત્તર ક્યાંયથી શોધ્યો મળતો ન હતો.

શું નીલમને આ સૃષ્ટિ મોહક બની ? આ અયશઆરામ, આ વૈભવ, આ મોજ, આ સ્વતંત્રતા–સ્વચ્છંદતા–સ્વૈરવિહાર નીલમને વશીકરણ કરતાં હતાં ? બદબખ્ત છોકરી ! થીજેલા આંસુઓની આ સૃષ્ટિ !

પ્રાચીન કાળની સ્ત્રીઓ બળતી ચિતાઓ ઉપર જલી મરતી. મૃતપતિઓની પાછળ અગ્નિ પ્રવેશ કરતી હતી ! અગરચંદનની ચિતાઓ રચાતી ને એના ઉપર અત્તર ને ફૂલ, કેસર ને કસ્તૂરી છંટાતાં. નવરંગી ચુંદડી પહેરીને..........

બુદ્ધિના મૃગજળમાંથી જાણે એક ચિત્ર એની પાસે રચાયું.

ને એણે જોઈ એક રોગીની પથારી. પચીસ માણસો એને વીંટળાઈ બેઠાં છે. માતા ને બહેન, પાડોસી ને સંબંધીઓ. પણ...પણ...એની નારી ક્યાં છે ?

એ ઉભી, ખૂણામાં. પતિની રોગ શય્યાની અને એની વચ્ચે પત્થરની દીવાલ છે. એની આંખમાં વીજળીના જાદુ નથી, દિવ્યચક્ષુની રશ્મિ નથી; ને હોય તોયે એ નકામાં છે. એનું મોઢું લાજથી ઢંકાયું છે. ખોળામાં પડે એટલો લાંબો ઘૂંઘટ કાઢીને એ ભીંતને ટેકવીને બેઠી છે. એના ચહેરામાં, એની આંખમાં શું છે એ કોઈ કળી શકતું નથી. એ ઘૂંઘટવાલી છે.

વૈદ આવ્યો. રોગીની નાડ હાથમાં લીધી. મૂકી દીધી. 'હર

હર !' ના એના અંતીમ નિદાનના પડઘા હથોડાના ઘા જેવા જાણે ચોમેર પછડાયા.

એ એક શબ્દે પેલી ઘૂંઘટવાલી કેમ અંગેઅંગમાંથી ધ્રૂજી ઉઠે છે! ઓ બાઈ! ઓ બહેન! તું કેમ કંપે છે? ઋણાનુબંધ પૂરા થયા. લેણાદેણી પૂરી થઇ. પુરુષ ગયો છે. સહુનો આપ્તજન ગયો છે. તું તો હજી બાળ છો. તારે શું? તું એકલી કેમ ઝૂરે છે. બધાની આંખમાં આંસુ વહે છે, ત્યારે તારું અંગ ધનુષની પણછ જેવું કેમ તંગ થઈ જાય છે!

ડાઘુ ઉપડયાં ને વચમાં નનામી ચાલી. ને નનામીની પાછળ લાજમલાજો છોડી દઇને બાળવધૂ કયાં ચાલી? પુરુષવર્ગ એને કેમ ધકકેલી ધકકેલીને આગળ અને આગળ દોડાવે છે! એનો ભાઇ, એનો બાપ, એનો સસરો, એનો જેઠ બધા ય કેમ એને પછવાડેથી ધક્કાવે છે! જરા આસ્તે ચાલો! જરા ધક્કા મારવા બંધ કરો! અત્યાર સુધી એનું મુખ લાજથી ઢંકાયું હતું, એણે મારગ નથી જોયો. અત્યાર સુધી એના પગ ઘરમાં બંધાયા હતા, એમાં ગતિ નથી.

જાય છે એ ટોળું મરેલાને ઉપાડીને. જીવતાને ધક્કાવીને. 'જે અંબે, જે અંબે'નો પોકાર પાડતું. શું બોલે છે એ? 'જે અંબે, જે અંબે' કે બીજુ કાંઈ? એ ઝબ્બે ઝબ્બે જેવું કેમ સંભળાય છે?

સ્મશાન આવે છે ને ડમરૂ બાજે છે! ડમરૂ તો છે પણ એમાંથી આવા મૃદંગ ને સારંગી, તાઉસ ને વીણા જેવા સૂર કેમ સંભળાય છે?

અગરચંદન ને કસ્તુરીની મહેક હવામાં ફોરી ઉઠે છે. ચિતા ખડકાઈ ને સળગી. ને...ને...આ પેલી નારીને ચિતા ઉપર

ચડાવી દીધી. સતી! સતી! સતીની ચીસ સંભળાતી નથી! શું એ ચીસ પાડતી નથી? શું એને દાહ નથી લાગતો? કે એની ચીસ જ નથી સંભળાતી. 'જે અંબે, જે અંબે'...ઝબ્બે...ઝબ્બે!

જળહળતી ચિતા ઉપર એણે એ નારીને એક ક્ષણ ઉભી થયેલી જોઈ. એના ગૌર વદન ઉપર ખાકી તેજનું જાણે ચક્ર રમતું હતું. એક ક્ષણ ચંદ્રલેખા બહાવરી ઉભી થઇ ગઇ. એક ક્ષણ એને એ મુખ પરિચિત લાગ્યું. એક ક્ષણ એણે એ જલતા મુખમાં પોતાનો ચહેરો ભાળ્યો. એક ક્ષણ એણે એ ખાકી તેજમાં નીલમનો વેદનાતિશયથી દાહતી મોહકતા-ભર્યો ચહેરો પારખ્યો.

એના મુખમાંથી ચીસ નીકળી ગઈ. તે અર્ધ બેભાન જેવી એ ખાટ ઉપર પછડાઈને પડી.

[ ૩ ]

વળતી સાંજે ચંદ્રલેખાએ નીલમને પોતાની પાસે બોલાવી.

'તારો નિર્ણય તેં ફરીને વિચારી જોયો છે?'

'હા. મેં પાકો નિર્ણય કર્યો છે કે મારે કશો જ વિચાર કરવો નહિ.'

'ભલે! તેં ત્યારે પાકો નિરધાર કર્યો જ છે, ત્યારે હવે એનો અમલ કરવામાં પણ ઢીલ કરવી જોઈએ નહિ."

નીલમ ચૂપ રહી. આપઘાતીની અંતકાળની વિવશતા એનામાં આવતી હતી. છેલ્લી વાડ એ હવે કુદાવતી હતી. સર-હદ ઉપર ઉભેલો માનવી સરહદ ઉપરની કાંટાની વાડ વટાવે એવી વેદનાને વ્યંજનાભરી ઉતાવળ એને થતી હતી.

'બેચાર દિવસ ઉપર મારા એક ગ્રાહકે મારી પાસે માંગણી કરી હતી, કે મારે એને એક નવવેશ્યા પૂરી પાડવી.'

નીલમ ચૂપ રહી. જડાવી ન જોઇએ છતાં એની આંખો ભોંય તરફ જ મંડાઈ હતી.

'કોઇ પણ યુવાન સ્ત્રી, વેશ્યા તરીકે ધંધો કરવા માગતી હોય, એવી સ્ત્રીનો સૌથી પ્રથમ...પણ હું શું કહેવા માગું છું એ તું સમજે છે?'

નીલમે માથું ધૂણાવીને હા કહી. જે બંધનો છેલ્લાં તૂટતાં હતાં એ વધારે દુ:ખ કરતાં હતાં.

'પાંચસો રૂપિયાની વાત છે. નિયમ મુજબ તારે હવેથી મારે ત્યાં જ રહેવું પડશે ને રહેવાનાં, કપડાંનાં, નોકરનાં, ભાડાંનાં વગેરેનાં તમામ ખર્ચ બદલ તારે મને અધોં અર્ધ હિસ્સો આપવાનો રહેશે. એટલે કે તને અઢીસો રૂપિયા મળશે.'

નીલમે હોઠ પીસીને નીચે જ જોઈ રાખ્યું. ચંદ્રલેખાની સામે આંખ મિલાવવાની એનામાં હામ નહોતી.

'તને કબૂલ છે?'

નીલમે મૂક હા કહી.

'આજે રાત્રે?'

નીલમે માથું ધૂણાવી હા કહી.

'તને રામો તારો ઓરડો બતાવશે, હવેથી તારે એ ઓરડામાં જ રહેવાનું છે!'

નીલમ ત્યાં જ બેઠી રહી. ચંદ્રલેખા ઉઠી ગઈ.

ચંદ્રલેખા પોતાના ઓરડામાં ગઈ. કરડા અવાજ નીચે ખાળી રાખેલાં આંસુ એની આંખમાંથી નીકળ્યાં.

ઓ કિરતાર! મને માર્ગ નથી દેખાતો. મને માર્ગ બતાવ! હું દૂર અને દૂર જતી જાઉં છું. એકએક કદમ પાછી પડતી

જઉં છું. મારી એક એક આશા ભાંગતી જાય છે. ઓ ભગવાન! હું નિર્બળ છું? જગત સ્વભાવથી જ રાક્ષસી છે? જગતમાં અવ્યવસ્થા છે? મારું માથું આસ્માને અડે છે, તો મારા પગ કેમ કાંપમાંથી નથી નીકળતા? ધૂંધળાંમાંથી પ્રકાશનું એક પણ કિરણ આપો દીનાનાથ!'

[ ૪ ]

રાત પડી. નીલમ પોતાના કમરામાં મૂલ્યવાન વસ્ત્રો પહેરીને બેઠી હતી.

એના મનમાં ખૂબ વિષાદ હતો. એના ચહેરા ઉપર હારેલા જુગારીનો હઠાગ્રહ હતો.

જીવન આખું તોફાને ચડેલી નદીના પૂરની જેમ એની પાસેથી વહી ગયું. પોતે કાચા ઝૂલતા પૂલ ઉપર ઉભી હોય અને નીચેથી વમળે ચઢેલા પાણી વહી જતાં હોય એમ એ પોતાના જીવન-પ્રવાહને નીરખતી હતી.

એ અભ્યાસ કરતી હતી. શાળાના ચોકમાં કૂદતી હતી. વિદ્યાર્થિનિઓ અનેક એની આસપાસ જાણે કે હર્ષાતિરેકના ઝોલા ઉપર ઝૂલતી હતી. કોઇ મનોરમ બાગ જાણે ખીલ્યો હતો. રંગબેરંગી ફૂલો જાણે હસતાં હતાં. ભૂલી જા! ભૂલી જા! ઓ અભાગી છોકરી! ભૂલી જા!

એ પરણી ને એનાં લગ્ન મંડાયાં. ચોરી મંડાઇ ને મંડપ નંખાયા. બ્રાહ્મણ આવ્યો ને પતિ આવ્યો! એ પરણી! ને પતિ ધારેલા અસંતોષમાં સંતોષની રેખાઓ દોરવા મથતો નીકળ્યો. ઓ! કડવી યાદગીરીઓ! હઠી જાઓ! દૂર થાઓ! રસવિહીન બનવા માગતા હૃદયમાંથી એનો રસ નિચોવાઈ જાઓ!

એક જુવાનને એ ચાહતી હતી! એને એ પરણી ન શકી.

એને એ ભૂલી શકી. અત્યારે કેમ એનાં ઝૂલફાં અને એની આંખો, અને એનાં સોહન યાદ આવતાં હતાં? કબરમાંથી નીકળેલાં એ પ્રેતો! પાછાં કબરમાં દટાઈ જાઓ! એ કબર ફરીને નહિ ઉઘાડી શકો. એના ઉપર હવે તો ખંડિયેરો તૂટી પડવાનાં છે. દુનિયાનાં, ત્રિભુવનનાં, આશાનાં.

એ વિધવા થઈ. એ ખૂણો પાળનારી થઇ. એ રઝળતી થઇ. બધું ભૂલાઇ જાઓ! બધું દટાઈ જાઓ!

આ દુસ્મન શી યાદગીરી આજ વાંસના કોટાની જેમ એના હૈયામાં તડ તડ ફૂટી નીકળે છે! માનવીનો મોટામાં મોટો દુસ્મન કોણ? માનવીનો મોટામાં મોટો શાપ શો? માનવીની મોટામાં મોટી વ્યાધિ શી? સ્મૃતિ સમો માનવીનો કોઈ રિપુ નથી. સંભારણા સમો માનવીને બીજો કોઈ શાપ નથી. યાદગીરી જેવી માનવીને બીજી કોઇ વ્યાધિ નથી.

જીવનની કસોટી, પાપની કસોટી, પૂણ્યની કસોટી—માનવીની માનવતાની કસોટી કેવળ સ્મૃતિ છે. એ સ્મૃતિ ન હોય તો જ માનવી પશુ બની શકે. રાક્ષસ બની શકે—કે વેશ્યા બની શકે.

જીવતી કબરમાં એ દફનાતી હોય, માટીના એક એક ઢેફાંને એ જોઇ શકતી હોય એવી વેદના એના હૃદયને ધબકાવવા લાગી. હજી પાછું ફરાય એમ છે? હજી યે આગળ વધરવામાં સાર છે? એ ક્યાંથી આવી? કેમ આવી? ક્યાં જાય છે?

એણે કરેલો નિર્ણય સાચો હતો? ક્યાં ય એ ભૂલી તો નહોતીને? પ્રમાણિક અને ઉલ્લાસભરી જીંદગીના દરવાજા બધા જ એના સામે બંધ થયા હતા? ક્યાંય ક્યાંય આ શાપિત માર્ગ-

માંથી એ છટકી શકે એવી નાની સરખી યે બારી ઉઘાડી તો નહોતી રહી ગઈ ને ?

છેલ્લી તરસ એના લોહીમાં કૂદી રહી હતી. પરંતુ એ શમાવવાનું એનામાં કોઈ સામર્થ્ય નહોતું.

કશો જ વિચાર હવે નથી કરવો ! માતાની આશાઓનો, પતિની અભિલાષાઓનો, કુટુંબની કુલીનતાનો, નાતના ગૌરવનો, પતિવ્રત્યના મહાત્મ્યનો !

કશો જ વિચાર નથી કરવો ! હવે પ્રતિષ્ઠાનો, આકાંક્ષાઓનો, જીવનભરનાં અર્ધ ધૈર્યાં ને અર્ધ મુદ્રિત સ્વપ્નનો ! ભરતીનાં પાણી પાછાં વળે એ અવસરે જે મૂઢ ગાંભીર્ય છવાઈ રહે છે, જે આતૂરતા છાઈ દે છે, સાગરને, એવી આતૂરતા એના વદનને સાગરના શ્યામ સફેદ રંગે રંગી રહી હતી.

પોતાના માથાને બે હાથે પકડીને એમાંથી વિચારમાત્ર, વિસંવાદ માત્ર નિચોવી નાખતી હોય એમ એ માથું દબાવીને ઉભી થઈ.

હવે તો એક માત્ર વિચાર ! જે મિલ્કતના પરોપભોગ માટે આટલી વિપદો સહી એ મિલ્કતનો સ્વોપભોગ કરવો ! કંજૂસ પિતાના પુત્રમાં જે ઉડાઉગીરીની બુદ્ધિ જાગે છે એવી બુદ્ધિથી એણે પોતાના દેહને ફરીફરીને જોયો. હા ! હજી યે એમાં સુકુમારતા છે. હજીયે એમાં ચળકાટ છે. આહ ! વિચારોનો પણ અંતરતમ વિચાર ! હજી એની જુવાની છે ! હજી એ વહી નથી ગઇ ! હજી છે—હજી છે—હજી છે.

દેહની જુવાની સદા ને સર્વદા ભૌતિક પદાર્થોથી જ ખીલે છે. મૂલ્યવાન વસ્ત્રો એ દીપાવી શકે, તેલ, અત્તર એને મહેકાવી શકે. અલંકારો એને ઓપાવી શકે ! શું કરશે એ

અઢીસો રૂપિયાનું ? પૈસા જાળવવાના હોય ત્યારે અઢીસો રૂપિયા કેટલા બધા લાગે ! પૈસા ખર્ચવાના હોય, ઘણી બધી વસ્તુઓ લેવાની હોય ત્યારે અઢીસો રૂપિયા કેટલા નાચીજ લાગે !

જેની પાસે એક પાઈ નહોતી એના મનમાં અઢીસો રૂપિયા તરફ તિરસ્કાર આવ્યો. ને વીજળીનો જળહળતો પ્રકાશ એ સુશોભિત કમરાને તેજથી સ્નાન કરાવી રહ્યો.

ઓરડાનું બારણું ઉઘડયું. ને એની અંદર એક અર્ધવૃદ્ધ માનવીએ પ્રવેશ કર્યો.

એણે માથે ઝવેરી ટોપી પહેરી હતી. ઝીણું ધોતિયું પહેર્યું હતું. પ્રથમ નજરે જ મહામૂલ લાગે એવા કપડાંનો કોટ પહેર્યો. હતો. એની આંગળી ઉપર હીરાએ જડેલી વીંટી હતી. એના કાંડા ઉપર, સોનાએ મઢેલી ઘડિયાળ હતી. અત્તરનો મઘમઘાટ એની સાથે આવ્યો. એના હાથમાં ફૂલની માળા હતી.

નીલમે એને પ્રવેશતો જોયો. એક ક્ષણ એના અંગેઅંગમાં ઓછપનું, નહાનમનું લખલખું આવી ગયું. બીજી ક્ષણે આગંતુકમાં કાંઈક અપરિચિત પરિચિત તત્ત્વ દેખાયું.

વીજળીના પ્રકાશમાં એણે આગંતુક સામે ધ્યાનથી જોયું. એના પગની નીચેથી જાણે ભોંય સરી ગઈ. ફાંસીને માંચડે ઉભાડેલાં માનવીના પગની નીચેથી પાટિયું સરી પડે એવી બહાવરી ને અસહાય તાજુબીએ એનો ચહેરો ઉજ્જડ થઈ ગયો.

એણે એક ચીસ પાડી. ઘોર જંગલમાં જાણે ઘૂવડ ગર્જ્યું. ‘ બાપુ ! બાપુ ! ’

આંગતુકે ચમકીને જોયું. એની આંખો ફાટી ગઈ. કોણ... કોણ...નીલમ ! ’

વેશ્યાગારમાં વેશ્યાજીવનની પ્રથમ રાત્રિએ પિતા અને પુત્રી એક બીજાને ફાટી આંખે જોઈ રહ્યાં.

[ ૫ ]

એક ક્ષણુ નીલમ પોતાના પિતા સામે જોઈ રહી. એક ક્ષણુ એને લાગ્યું કે રાતોના ઉજાગરાઓએ અને દિવસના પરિતાપોએ ઉભી કરેલી એની માનસિક સૃષ્ટિને ધરતીકંપનો જબ્બર આંચકો લાગ્યો છે.

બીજી ક્ષણે એના મગજમાં જાણે ધગધગતો લાવા રેલાયો. એના રોમરોમાં જાણે કાળી આગ ઉડી. એનાં વસ્ત્રો એને અગન પિછોડા જેવાં લાગ્યાં.

પિતા અને પુત્રી એક આરે ઉભા રહ્યાં. એક ક્ષણને માટે જગત આખું જાણે વિશાળ ભૈરવી ચક્ર હોય અને એમાં ભૈરવ નાચતા હોય એમ આખી દુનિયા જાણે કોઈ ભયાનક ચકાવે ચડી.

ને બીજી ક્ષણે નીલમે કાળી ચીસ નાખી. એ ચીસમાં કોઈ ઓણુસૂર નહોતા. કોઈ પ્રકારની માનુષિતા નહોતી. મધરાતે જંગલમાં ભૂલી પડેલી જાણે ચીબરીએ ચીસ પાડી.

પત્થરના પૂતળાં જેવા જડ થઇ ગયેલા પિતાને છોડીને નીલમે દોટ મૂકી. કબરમાંથી જાગેલું પ્રેત પોતાની કબર પાછી શોધતું હોય, ચિતામાંથી અંગાર ઓઢીને ઉઠેલું શબ પોતાની કાળી પથારી પાછી શોધતું હોય એમ એ દોડી–દોડી–દોડી.

ને સામેથી જાણે ત્રિવિધ તાપની શાતાનો કુદરતી સાદ પડતો હતો. મહાપિતા સાગર ઘેરા ને ગંભીર સાદે સર્વ દુઃખ પરિહરવાનો જાણે કે કોલ આપતો હતો. એના તરંગે તરંગે જાણે જબાન આવી હતી ને એ મૂક ઉદ્‌બોધ આપતાં હતાં:

**मरणे प्रकृति शरीरीणां विकृतिभी वीत मुच्यते सत्ति।**

જેણે દેહ ધાર્યો છે એને માટે તો મૃત્યુ એજ કુદરતી છે. એનું જીવન કેવળ વિકૃતિ જ છે.

રચવા ધારેલી નવી સૃષ્ટિ, ને ખંડિત થયેલી જૂની સૃષ્ટિનાં એમ બેવડાં ખંડિયેરા નીચે દફનાઈ ગયેલી યાદગીરીનાં સુષુપ્ત પડળો ઉખડીને એની ભીતરમાંથી પોતાની વિદ્યાવસ્થામાં શીખેલા શ્લોકનું અર્થ ચરણ એના લોહીના બુન્દેબુન્દમાં ગાજવા લાગ્યું.

એ દોડી ને સાગરપિતાએ પુત્રી લક્ષ્મીને સત્કારવા જાણે હાથ લંબાવ્યા. એણે ધૂબાકો માર્યો ને જાણે સત્કારનાં મૃદંગ બાજ્યાં. એ સાગરનાં ઉંડાણુમાં ડૂબી ને જાણે એના તાપ શમ્યા.

ને એક જીવને પ્રકૃતિનો સનાતન રાહ બતાવ્યાનો સંતોષ અનુભવતો હોય એમ સાગર વિલસી રહ્યો. પિતા પોતાના બાળકને જંપાવવા ધીમે ધેરે રાગે ગાતો હોય એમ સાગર ધીમે ધીમે ગર્જી રહ્યો.

નીલમની જીવનયાત્રા પૂરી થઇ ગઈ. જીજીવિષાના એના પછાડા પૂરા થયા. એ ડૂબી, એની દુનિયા ડૂબી, એના તાપ ડૂબ્યા.

[ ૬ ]

પોતે પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું છે. એનો જગતને અને સર્વ દુઃખનીઓને કોલ આપવા માગતો હોય એમ સાગરે નીલમના શબને કાંઠા ઉપર બહાર લાવીને મૂક્યું.

આખી રાત એના શબની શોધ કરવા મથી રહેલી ચંદ્રલેખાએ એ શબ જોયું અને પારખ્યું. શબની પાસે એ બેસી રહી. એના વદન ઉપર છાયેલો સખેદ પરિતાપ જોઇને શબને લઈ જવા આવેલા પોલીસનાં માણસો પણ થંભી ગયા.

જીવશંકર વિહ્‌વલ અને કશું જ સમજતો ન હોય એવા ચહેરાએ ઉભો રહ્યો હતો. એ ચંદ્રલેખાને જોઈ રહ્યો હતો.

પોલીસના માણસોને જોઈ રહ્યો હતો. એના મનમાં માત્ર એક જ વાત રોમેરોમમાં પડઘા પાડી ઉઠી. એ એની પુત્રીને સમજ્યો જ નહોતો. એ પોતાના પરનારી પ્રેમનો અંજામ નહોતો સમજ્યો.

એના હૃદયની અંતરતમ ગૂફામાંથી મૃત્યુનો જળપંથ લેનારી એની પત્નીનું રૂહ જાણે જાગ્યું. એની પત્નીએ આત્મહત્યા કરી હતી ને આ દ્રશ્યની પુરોગાહી કરીને? એણે શું નીલમનું આવું ભાવી પૂર્વ કલ્પ્યું હતું? એણે શા માટે આત્મહત્યા કરી? નીલમે શા માટે આત્મહત્યા કરી?

ચંદ્રલેખાએ બીન મંગાવ્યું. ચંદ્રલેખા નીલમના શબ પાસેથી ખસતી નહોતી, પરંતુ ધનુષ્યની પણછની જેમ ખેંચાયેલું એનું તંગ શરીર, મૃદંગની જેમ ખેંચાઇને તંગ બનેલો એનો ચહેરો જોઇને કોઈ શબ ખેસવવાની કે ચંદ્રલેખાને દૂર હટાવવાની હામ ભીડતું નહોતું.

બીન આવ્યું ને શબના માથાંને ખોળામાં રાખીને ચંદ્ર-લેખાએ ધીમે સૂરે બીન બજાવવા માડયું. પ્રભાતના પહોરમાં સાગરના ઘનઘેરા મૃદંગની સાથે બિલાવલના સૂર સ્ત્રી–હૃદયનું આર્ત–ગાન હવાની સાથે મિલાવવા લાગ્યા. દૂર દૂરના કાંઠા ઉપર સુનાવવા સાગરને સુપર્દ કરવા લાગ્યા. સાગરના સંગીતમાં જે ઘેરું કારૂણ્ય છે, એ કદાચ અનેક અસહાયોની આર્તનાના સૂરોની એની સંઘરાવટને જ કારણે હશે!

ક્યાંય સુધી ચંદ્રલેખા નીલમનાં મૃત વદન ઉપર આંખ માંડીને બેધ્યાન સૂર બજાવી રહી, એના મુખમાંથી એક શબ્દ પણ નહોતો નીકળતો, પરંતુ એના હૃદયમાં અપાર અસહાયતા,

અપાર વેદના ભરી ભરીને પ્રાણને મૂંઝવી રહી છે એવી એના બીનના સૂરો ગવાહ આપતા હતા.

આખરે એક પોલીસ અમલદાર આગળ આવ્યો: 'બહેન! પોલીસ ખાતાનાં માણસો પણ માનવીજ છે.' એ અમલદારનો અવાજ પણ એની કંપી રહેલી ઇન્સાનિયત કહેતો હતો: 'બહેન! હવે અમને શબ લઈ જવા દો.'

ચંદ્રલેખાએ એ અમલદાર સામે જોયું. પીઠથી, આકારથી નવયૌવના, ચીરયૌવના જેવી લાગતી આ નારીના ઉપર છાયેલા જર્જરિત વાર્ધક્યને જોઈને અમલદાર ક્ષણભર મૂઢ થઈ ગયો. 'બહેન! તારું દુ:ખ મોટું છે. પણ અમારી ફરજ કડવી છે!'

ચંદ્રલેખા ઉભી થઈ. એક શબ્દ પણ એ ન બોલી. એ ધીમે પગલે પોતાના અવાસ તરફ ચાલવા લાગી.

અને પોલીસના માણસો શબને મોટરમાં નાખીને હૉસ્પિ-તાલ તરફ લઈ ગયા.

[ ૭ ]

પ્રત્યેક વાર્તાનો ઉપસંહાર કરવો જોઈએ એવો શિરસ્તો ચાલ્યો આવે છે.

આ નવલકથા નથી. એક લાંબી વાર્તા છે. એ સાચી બનેલી વાર્તા છે. એ આપણું દુર્ભાગ્ય છે. આ વાર્તાના કેટલાક પ્રસંગો મેં પોતે સાંભળ્યા છે.

જેમ જેમ વાર્તા વિકસતી ગઈ છે, તેમ તેમ અનુષંગી પાત્રો ક્રમશ: ઉપેક્ષિત બનતાં ગયાં છે. ઉપેક્ષાયોગ્ય એ ઉપે-ક્ષિત પાત્રોના જીવનોત્તર વિભાગ વર્ણવવાથી મૂળ વાર્તાને શો લાભ થવાનો, શો સ્પર્શ થવાનો છે? વાંચકને પણ શું હાંસલ થવાનું છે?

અને છતાં પ્રણાલિની જડ મજબૂત છે.

નીલમનો ભાઈ સોમનાથ હજી યે જીવે છે. અમદાવાદ, વડોદરા, સુરત, મુંબઈ વગેરે સ્થળોમાં એનું આંકફરકનું અને શરાબીનું 'બીઝનેસ' શારા પાયા ઉપર ચાલે છે. સંસ્કારી આત્માને આઘાત ઉર્ધ્વગામી બનાવે છે. અસંસ્કારી આત્માને આઘાત મૂંઢી નાખે છે. એનો આત્મા વામણો બની જાય છે. એનું શરીર ભલે વધતું જાય, જાણે નાના બાળકને કોઈ મોટા માણસનાં કપડાં પહેરાવ્યાં હોય એમ. સોમનાથને પણ એવું થયું. આઘાતની આગે એની લાગણીઓનાં સરને સૂકવી નાંખ્યું. હવે એને એના પિતા સાથે કાંઈ લેતી દેતી નથી.

પોતે વેશ્યાગારમાં નિશદીન ભમવા છતાં પોતાની પુત્રીને વેશ્યાગારમાં જોઈને વિચાર મૂઢતા અને અનુભવતો જીવશંકર... એ જીંદગીભર ન સમજી શક્યો કે વેશ્યાઓ પણ કોઈકની પુત્રી, કોઈકની બહેન, કોઈકની લાડકવાયી હોય છે. પોતાની પુત્રીની દશાથી અનુભવતો એ ન સમજી શક્યો કે એ પોતે બીજાઓની પુત્રીઓને એવા જ દોજખમાં પજવી રહ્યો છે. એનું શું થયું એ હું નથી જાણતો ને જાણવાની ખાસ ઇચ્છા યે નથી ધરાવતો.

સુલોચના અને ભાગીરથી હજીયે પોતપોતાના તાલીમખાના ચલાવી રહ્યાં છે. એક પોતાના વિદ્યાલયમાં રચ્યા પચ્યાં રહે છે. બાળાના પંદર સોળ વર્ષની વય સુધીના રમતગમતના. લેખન-વાંચનના, મોજમજાહના, રાસગરબાના, છટાના, ભાષાના સવાલો એને મૂંઝવી રહ્યા છે. પોતે જે મિઠાઈ તૈયાર કરે છે એ મિઠાઈમાં કાળના બળ, યુગનાં બળ, ને જીવનના બળ જીરવવાની તાકાત છે કે નહિ એનો વિચાર એને ક્ષેત્ર બહારનો અને પોતાને માટે અપાત્ર લાગ્યો છે.

વિધવાને રોટલો રળતી કરવાની, વિધવાને પારકાના ભાર-બોજમાંથી સદંતર મુક્ત કરવાની, વિધવાને પુરુષો સાથે રોજગારીના ક્ષેત્રમાં સર્વ સ્થળે હરિફ કરવાની ધૂન ભાગીરથી બાઇને હજીયે એટલી જ છે. એના આશ્રમમાં એકપણ નવી વિધવા આવે તો એને ગોળનું ગાડું મળ્યા જેટલો સંતોષ થાય છે. એ વિધવા શા માટે એના આશ્રમમાં આવી ને રોજી રળતી થાય પછી શું કરશે એ પ્રશ્નો એને જાુગતા નથી લાગ્યા.

સુલોચના અને ભાગીરથી વચ્ચેના, વિદ્યાલય અને વિધવા-નિવાસ વચ્ચે રહેલો આગનો પૂલ હજીયે અણુખેડયો રહે છે. પોતાના રક્ષણ નીચેની બધી જ બાળાઓને એ આગના પૂલ ઉપર ચાલ્યે જ છૂટકો છે એમ જાણ્યા છતાં એની આગ કેમ જીરવવી, એ પૂલને કેમ પસાર કરવો, એ સુલોચના બહેન નથી શીખવતાં. પોતાના આશ્રમમાં આવનાર પ્રત્યેક વિધવા એ પૂલ ઉપરથી જ ચાલીને આવી છે, છતાં એ કેમ કરીને ચાલી આવી, એ ક્યાં ને કેટલી દાઝી, પૂલ નીચે વચમાં આવતા કૂવાઓ, ને સાગરો એ કેમ ચૂકવી શકી, એ ભાગી-રથી બહેન કોઇને નથી પૂછતાં. એ નક્કર હકીકત જાણે હયાત જ નથી એમ બન્ને સંચાલકો વર્તાવ કરે છે—હજીયે કરે છે.

ચંદ્રલેખા હજીયે પોતાનો ધંધો પૂર્વવત ચલાવે છે. પરંતુ નીલમના આપઘાતે એના અંતરમાં જગાવેલા પ્રશ્નો એના ચહેરા ઉપર ગાંભીર્યભર્યા વિષાદની રેખાઓ પૂરે છે.

એના એકના અંતરમાં એ આગના પૂલનો દાહ ઉતર્યો છે. એને એટલું તો સત્ય સમજાયું છે કે એણે આંકેલો રાહ સંપૂર્ણ નથી. એમાં ય હજી ઘણા નવવિધાનને અવકાશ છે. તાલીમ પામેલા સંસ્કારોની અને વિચાર–ભોમના સરહદવાસની ઉણપ એ પોતાની તીવ્ર બુદ્ધિ અને પોતાની શુદ્ધભાવનાદિલીથી

પૂરવા મથે છે. એની પાસે સાધન છે, હામ છે, આગ્રહ છે અને સેવાની ધગશ છે. એ એટલી નીચે છે કે એની જરા સરખીયે પ્રગતિ એને કેવળ ઉર્ધ્વગામી બનાવવાની જ છે.

જ્યારે પણ સુધારણા થશે, નવવિધાન થશે ત્યારે એ નીચેથી જ થશે. કમળ ઉગશે કાદવમાંથી જ.

એ શ્રધ્ધા છે મારી અને તમારી. એ ઇતબાર છે મારો અને તમારો. ગઈ કાલે એ નથી થયું, આજે નથી થતું; આવતી કાલે એ ચોક્કસ થશે.

મને તો હજીયે દેખાય છે એ નીલમ—બહાવરી આંખે ધબકતું બંધ પડી જશે એવી દહેશત લાગે એવા ફાટેલા હૈયે સાગર ભણી દોડતી નીલમ એના વસ્ત્રો પવનમાં લહેરાય છે. મધરાત એની આસપાસ ઘૂંઘવે છે. સામે સાગર ઘૂઘવે છે. મગજમાં ન સમજાય એવો ઝંઝાવાત ઘૂઘવે છે. એ દોડે છે, ને હિમનું મોજું તડતડતું સંચરતું હોય એવી એની પગલીના પડઘા ઉઠે છે. એનું હૃદય થડકે છે ને સૃષ્ટિનું ચેતનતત્ત્વ જાણે થડકી રહે છે. આગમાં પતંગિયું ઝંપલાવે એમ એ સાગરની ટાઢી અગ્નિમાં ઝૂકાવે છે. જગતમાંથી એક પતંગિયું ઓછું થયું—સાગરની બુભૂક્ષા હજી જાગતી રહી. હજી જગતમાં કેટલાં પતંગિયાં હશે? કેટલી બુભૂક્ષા સદભૂખ્યા સાગરને રહી હશે?

હજીયે હું જોઉ છું, ચંદ્રલેખાને એ નિર્ભાગી નારીના શબ પાસે બેસીને બીન બજાવતાં. એના બિલાવલના સૂર પંચમહાભૂતોને જાણે મૃત્યુના ઉત્સવનું ઇજન આપે છે. વિધવાના મૃત્યુને ધન્ય કોણ માને? વિધવાના જીવનની ઇર્ષ્યા એક વેશ્યા સિવાય બીજા કોને થાય?

